# ગુજરાતણ ટાઇપિસ્ટ

અને

# બીજી વાતો





લેખીકા : ગંગાબેન

# સાંકળિયું

# નિવેદન



મારો આ પ્રયત્ન પાંગળો પર્વત ચડવા ઇચ્છે તેના જેવો છે. આ પુસ્તક શિક્ષિત વર્ગમાં આદર પામે એવી આશા રાખવી, તે કેવળ બાલિશતા છે તે હું સારી રીતે સમજું છું; છતાં આ સાહસ ખેડવાની હિંમત કરું છું: તે એક જ શ્રદ્ધાથી કે નિદાન મારાં ગ્રામ્યનિવાસી ભાઇબેનો તો એનો સત્કાર કરશે.

ઓગણીસસો ત્રીસમાં યરોડા જેલમાં ટૂંકી વાર્તાઓ વાંચતાં, વર્તમાન જમાનામાંથી પણ આવી ટૂંકી સામાજિક વાર્તાઓ લખવાની પ્રેરણા મને મળી; અને ઓગણીસસો એકત્રીસમાં જેલ બહાર આવતાં તે પ્રેરણાના કાર્યને અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો. એટલે આ ક્ષેત્રમાં મારો અભ્યાસ કેટલો છે તે વાચકો સહેજે સમજી શકશે; અને તેથી ક્ષતિઓ પ્રત્યે ઉદારતાથી જોશે એવી આશા છે.

આ સંગ્રહમાં "ગરીબની હાય" એ મૂળ એક જાપાનિસ વાર્તા ઉપરથી છે; અને તેના હિંદી રૂપાન્તરમાંથી થોડા ફેરફાર સાથે મેં તે લીધી છે. બાકીની બીજી વાર્તાઓ સમાજમાં દૃષ્ટિ કરતાં મેં જે જે જોયું, જાણ્યું અને સાંભળ્યું તેને આધારે શક્તિઅનુસાર લખાઇ છે.

વાર્તાઓ લખાઇ ત્યારે તો દીપોત્સવી અંકો, માસિકો વગેરેમાં આપવા જ લખાયેલી. સંગ્રહ સંબંધી વિચાર કદી આવેલો જ નહિ; એટલે કેટલીક વાર્તાઓની તો નકલે ય નથી.

'યુવક'ના તંત્રીના અંગુલીનિર્દેશથી અને કેટલાક મિત્રોની સૂચનાથી જેવું છે તેવું સાહિત્ય મારાં ગ્રામ્ય ભાઇબેનોને હું પીરસું છું.

મને આ દિશામાં આગળ વધવા ઉત્સાહ આપનાર અને મારી

# પરિચય

ટૂંકી વાર્તાઓનું સાહિત્ય જે સ્વરૂપમાં આજે આપણે ત્યાં ઘડાતું જાય છે તેનો પ્રકાર નવો છે; અને નવા ધોરણો પર રચાયલો છે. આવી 'નવલિકા'ના નામથી ઓળખાવાની ટૂંકી વાર્તાની શૈલી જેમ નવી છે તેમ તેનો ઉદ્દેશ પણ કંઇક અંશે અવનવો દેખા દે છે. ખાસ કરીને પશ્ચિમના લેખકોના પરિચય પછી આ નૂતન સાહિત્યપ્રકાર નવપલ્લવિત થતો જાય છે.

પ્રસ્તુત વાર્તાઓના સંગ્રહ દ્વારા આપણા વધતા જતા નવલિકા-સાહિત્યમાં એક સારો ઉમેરો થયો છે: તેને આપણે આવકાર આપિયે છિયે: અને તે બેવડા કારણથી: એક તો વાર્તાઓની ગુણવત્તાને લીધે; અને બીજું લેખિકાના સંસ્કારગ્રાહી સ્ત્રીહૃદયને લીધે.

સૌ. ગંગાબહેન પટેલનું નામ રાષ્ટ્રની હીલચાલોને અંગે જેટલું ગુજરાતભરમાં જાણીતું થઇ ગયું છે તેટલું તેમની સાહિત્યપ્રવૃત્તિને લીધે નથી અથવા નહોતું. આ વાર્તાસંગ્રહના પ્રકાશનથી તેમનો સાહિત્યક્ષેત્રમા પ્રથમ જાહેર પ્રવેશ થાય છે: અને તેને સૌ કોઇ સત્કારશે એમ આશા રહે છે.

સાહિત્યના સહૃદયી અભ્યાસીને, લેખકની તટસ્થવૃત્તિથી લખાયલી એકલી સાહિત્યસામગ્રી વાંચીને જ, પૂરો સંતોષ નથી. એનું મન એ સાહિત્યને જન્માવનાર આત્માનો અને તેના માનસનો પણ પરિચય કરી લેવા ઝંખી રહે છે: કારણ કે એ પરિચય દ્વારા લેખકનું આખું સાહિત્યસર્જન સમજી લેવાની કૂંચી તેને હાથ લાગી જાય છે.

પ્રસ્તુત વાર્તાઓ જે માનસમાંથી જન્મ પામી, તે માનસની સહજ ઝાંખી થઇ શકે તો હું ધારું છું, લેખિકાને તેમ જ તેમની વાર્તાઓને વિશેષ શુદ્ધ ન્યાય મળી શકશે. આ વિચારથી, લેખિકાના જીવનના

ઘડતરની વાત, એમના પોતાના શબ્દોમાં જ મને લખેલા એક અંગત પત્રમાંથી, અહીં ઉતારવાનું સાહસ હું કરું છું; તેમ કરવા માટે એ મને માફ કરશે.

* * *

"ભાઈ! આપે મારા જન્મથી માંડીને વર્ષવાર ઇતિહાસ માગ્યો છે: પણ, પાટીદારની દીકરીઓના ઇતિહાસ તે હોતા હશે?

"હું જન્મેલી મારા મોસાળમાં (ભાદરણમાં); અને મારું બાળ-જીવન કાઠિયાવાડમાં ગયેલું; કારણ મારા પિતાશ્રી ત્યાં પોલિસ ખાતામાં વડા હતા.

"આજથી ૪૪ વર્ષ ઉપર જન્મનારને નસીબે આજના જેવી કેળવણી અને તે પણ પાટીદાર જ્ઞાતિમાં અને તેમાં યે કાઠિયાવાડમા! —એ બધો મેળ જ ના મળે: છતાં મને યાદ છે કે "હાટીના માળિયા" નામના ગામમાં એક ગામઠી નિશાળમાં હું જતી સાત વર્ષની ઉમરે: દશ વર્ષની ઉમરે મને શાળામાંથી ઉઠાડી લેવામાં આવેલી એટલે કે બરોબર બે વર્ષ હું શાળામાં ગઇ હઇશ. (કારણ વચમાં હું ઘરમાં જ રહેતી.) ત્યાર પછી ખાનગી શિક્ષકના હાથ નીચે મને મૂકવામાં આવેલી; પણ તે પણ કાઠિયાવાડી જ (તે, વખતનું કાઠિયાવાડ!)

"મારાં લગ્નની વાત સાવ આજે તો હસવા જેવી લાગશે; કારણ મારાં લગ્ન મારી ચાર વર્ષની ઉમરે કરવામાં આવેલાં; અને મારી તેર વર્ષની ઉમરે મને સાસરે મોકલવામાં આવેલી!

"મારો અભ્યાસ વધારવામાં સર્વથી સારો ભાગ પુસ્તકોએ ભજવ્યો છે. હું વાંચતી ખૂબ. મને વાંચવામાં આનંદ આવતો અને દશ વર્ષની ઉમરે હું "સરસ્વતીચંદ્ર"નો ચોથો ભાગ વાંચતી ત્યારે મારી માનસિક સૃષ્ટિમાં કુસુમ પાણીમાં કૂદી પડતી મને તાદૃશ્ય થતી;

અથવા તો સુંદર પાસે બાગમાં દોડતી દેખાતી; કોઇ વખત એનો ચૂલો અને ખીચડી, છેટે ઊભેલી જમના માળણ અને ઝાડ પાછળ ઊભેલી સુંદર, મને દેખાતાં. એ પ્રમાણે જે જે વાતો વાંચું તેનાં પાત્રો સાથે હું એકચિત્ત થઇ જતી. અને શોખને લીધે હું એક સારામાં સારા પાત્ર જેવી હોવાની મનમાંથી હોંસ રાખ્યા કરતી.

"લખવાની મને ખૂબ આળસ હતી પણ સાસરે આવ્યા પછી મારા પતિના પરિચયથી લખવાનો અભ્યાસ કરવા માંડયો. ૧૯૦૮માં હું મુંબઇ આવી ત્યારે તો મેં ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. મારું પ્રિય વાચન "મહાભારત" અને "સરસ્વતીચંદ્ર" એ હતું. બીજુ વાંચું; પણ ઉપલાં પુસ્તકોનાં પાત્રો તો જાણે મારાં સ્નેહીઓ! દ્રૌપદીના દુઃખ વખતે મને રડવું આવે—તેમ કુમુદ "વ્હાલાં માત ને તાત" ગાતી સમુદ્રમાં ડૂબવા જાય ત્યારે પણ મને રડવું આવે—એવી મારી તદાકાર વૃત્તિ રહેતી હતી; અને એ જ મારો અભ્યાસ.

"મુંબઇને અંગે થોડે ઘણે અંશે અંગ્રેજી જાણવા સમજવાનું મળેલું; પણ મારી ૩૪ વર્ષની ઉમરે મેં વ્યાકરણ અને સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરેલો અને "મંદિરાન્તઃપ્રવેશિકા"ના બારતેર પાઠ સુધી ગયેલી; પણ બીજાં કારણોને લીધે તે અધૂરું રહ્યું.

"મુંબઇમાં આર્યસમાજના અનેક સંન્યાસીઓ અને કાર્યકર્તાઓનો પરિચય મને સર્વથી પહેલો થયેલો. સાન્તાક્રૂઝમાં અમારી પડોશમાં ભાઇ ગટ્ટુભાઇ ધ્રુવ રહેવા આવેલા ૧૯૧૭માં. તે વખતે તેમના કુટુમ્બ સાથે ઠીક ઠીક પરિચય થયો. અને પરિણામે ગુજરાતી હિંદુસ્ત્રીમંડળમાં સભાસદ તરીકે દાખલ થઇ. (અત્યારે તેની મૅનેજીંગ કમિટીમાં છું) ત્યાર પછી તો સાન્તાક્રૂઝ મંડળની શાખા કાઢી અને બહાર પણ કામ કરવા માંડયું. ૧૯૨૧થી રાષ્ટ્રીય ભાવના જાગી અને ખાદી ઉપરાંત થોડું થોડું સભાઓમાં બોલવા પણ માંડયું.

અને તેને પરિણામે ઓગણીસસો ત્રીસથી આજ સુધીમાં ચાર વખત જેલ મળી.

"લખવાની વૃત્તિ બહુ પહેલાંથી જાગ્રત થયેલી; પણ લખી લખી નોટોમાં રાખતી. પરંતુ ઓગણીસો પચ્ચીસમાં અમારી જ્ઞાતિની (પાટીદારની) પરિષદ મળી અને "ભગિનીસમાજ અંક" નીકળ્યો; તેમા પહેલો લેખ બહાર પડયો. પછી તો અવારનવાર "પાટીદાર" માં લેખ આપતી.

"વાર્તાઓ લખવાનું સૂઝયું જેલમાં: કારણ ત્યાં અનેક પ્રકારનાં દુઃખથી પીડાતી બહેનો પાસેથી ઘણું સાંભળવાનું મળ્યું. 'ઉચ્ચ ગણાતાં પણ કેટલે અંશે ઉચ્ચ ગણાય, અને નીચ ગણાતાં કેટલે અંશે નીચ છે"–તેનું પ્રથક્કરણ કરવાનું મને ત્યાં મળ્યું. અને અંતરના ભંડારમાં ભરાતી તે વસ્તુઓએ પ્રગટ સ્વરૂપ લીધું. મારી વાર્તાઓમાં મોટે ભાગે જીવંત કથાઓ જ છે. જો કે વાર્તામાં કરવી જોઇતી વિસ્તૃતતા મારાથી થતી નથી. કારણ શું હોય? પણ મારાથી વાર્તાઓ-માં વર્ણન કરી શકાતું નથી.

"પાત્રોનો શણગાર, ઘરની રચના, કુદરતનું વર્ણન, સમય અને સામાન્ય ઘરમાંનું વર્તન, એવી ચીજોની વાર્તામાં ઘણી જરૂર છે; પણ મારાથી એ લાંબું લાંબું લખાતું જ નથી. એટલે મૂળ વસ્તુને લંબાવાતી નથી. તેથી એવી વર્ણનલીલાના શોખીન વાચકો મને 'લુખ્ખી'ની ઉપમા આપે તો મારાથી ના ન કહેવાય."

* * *

લેખિકાના માનસિક ઘડતરનું આત્મવૃત્ત જાણ્યા પછી, આપણે તેમની કૃતિઓ–તેમની વાર્તાઓનું વાતાવરણ જોઇએ. એકંદર સોળ વાતોનો આ સંગ્રહ ચાર જુદા વિભાગમાં વહેંચી શકાય તેમ છે: (૧) સામાજિક રૂઢિઓ તથા ગૃહજીવનને સ્પર્શનારી ૭ વાતો, (૨) ગ્રામ-

જીવનને સ્પર્શનારી પાંચ, (૩) કારખાનાના શહેરી જીવનની ત્રણ, અને (૪) અસ્પૃશ્યતાના પ્રશ્નને છેડનાર બે—એમ વિષયપરત્વે વાર્તાઓનાં ચાર જૂથ પાડીને આપણે તેનો પરિચય કરી લઈશું.

*　　　*　　　*

પહેલા વિભાગમા "ગુજરાતણ ટાઇપિસ્ટ" (૧), 'મુક્તિ" (૨), "પશ્ચાત્તાપ" (૧૦), "ન્યાય" (૧૧), "યોગિનીનો આશ્રમ" (૧૨) અને "પાપી કે પવિત્ર?" (૧૪)-એટલી ગૃહજીવનને અને ખાસ કરીને સ્ત્રીજીવનને લગતી વાતોનો સમાવેશ થઇ શકશે.

પહેલી વાર્તા—જેના ઉપરથી સંગ્રહનું નામ પાડવામાં આવ્યું છે તે વાર્તામાં, સામાજિક અનિષ્ટ રૂઢિઓનો ભોગ બનેલી ભવાનીની વીતક-કથા કહેવામાં આવી છે. આ વાર્તામાં અનેક પ્રશ્નોને છણવામાં આવ્યા છે: કન્યાવિક્રય, અનેકપત્નીવિવાહ, સ્ત્રીઓનું અલ્પાયુષ, વિધવાઓનાં છૂપાં પાપ, અકાલે ગૃહભંગ બનેલી કોડીલી વિધવાની શાંત ગૃહજીવન ગાળવા માટેની ઝંખના—એ બધા આજે પણ અણ-ઉકલેલા એવા વિષમ સામાજિક પ્રશ્નોનો નીકળતો ધ્વનિ, વાચકને વિચારતા બનાવી દે છે. લેખિકાની શૈલી આવા પ્રશ્નોને ચર્ચતી વખતે બહુ તીક્ષ્ણ, અણિયાળી, અને કટાક્ષપૂર્ણ બને છે, તેથી વાર્તાની ધારી અસર થાય છે.

વાર્તાના અંતમાં, સમાજની નીતિ સામે ભવાનીની અકળામણ વર્ણવી છે: વાંચનારને પ્રશ્ન થાય છે 'એમાં કોનો વાંક?' ભવાની કહે છે: "મને દોષિત કહેનારાને કહેજો કે મને સાઠ વર્ષના શક્તિહીન પતિને પરણાવનાર મારા પિતા દોષિત ખરા કે નહિ? અને મારી વય અને ઊર્મિઓનો લાભ લેનાર, મને છેતરનાર, નીતિમાન ગણાવા માટે ત્યાગ કરનાર, યુવાન દોષિત ખરો કે નહિ? નિર્દોષ ઉપર વહેમ લાવી તેને દોષિત ગણી ઘરમાંથી નીતિને નામે હાંકી કાઢે, અને દોષિત

જણાયેલા છતાં, પોતાનો ભાઇ હોવાથી તેને ઘરમા રાખી શકે—એ જ સમાજની નીતિ છે!" આ અકળામણમાં અંતરનું દર્દ છે: અને તેથી જ તે આપણાં હૃદયને અસર કરે છે.

"મુક્તિ"માં કુલવાન કુટુમ્બની કુલવધૂના જીવનની કહાણી કહેવામાં આવી છે. વાર્તાનો ઉપાડ, આપણા લોકગીતોમાં વગોવાઇ ગયેલાં એવાં દુઃખી સ્ત્રીઓના વિશ્રામસ્થાન સમાં કૂવા, તળાવ અને વાવમાં થઇ રહેલી શોધાશોધથી થાય છે. સાસરિયાંના ત્રાસથી કૂવો હવાડો કરનાર અળખામણી બનેલી વહુનો ગૃહસંસાર પછી વર્ણવ્યો છે. પછી તેના ઉપર શોક્યનું સાલ કેમ લાવવામાં આવે છે, કુળદીપકને નવી વહુથી નવા ધનની પ્રાપ્તિ કેમ થાય છે, અને 'વહુ મૂઇ અને ઊંદરડી મૂઇ'ના જેવી વહુની કિંમત (?) કેમ અંકાય છે તે સૂચિત થાય છે. દેશની આઝાદી માટે ઝૂઝનાર પુરુષ ગૃહરાજ્યમાં પત્નીને ગુલામ કેમ રહેવા દે છે—તે સામે કટાક્ષબાણ ફેંકાયાં છે. ખોટી મરજાદા અને ખાનદાનીની સૂચક એવી પડદાની રૂઢિનું પ્રબલ પણ બતાવવામાં આવ્યું છે. વાર્તા વાંચ્યા પછી થાય છે કે ખરેખર, લોકગીતોમાં વર્ણવેલો જમાનો હજી આપણે ધારિયે છિયે તેટલો બદલાયો નથી. સમાજસુધારકો જરૂર એ ઉપર વિચાર કરે.

"પશ્ચાત્તાપ"ની દસમી વાર્તામાં, અનેક પ્રસૂતિના પ્રસંગો પછી ઘસાઇને ગુજરી જનાર સ્નેહાળ પત્ની પાછળ પતિ પશ્ચાત્તાપ કરે છે; લેખિકા તે સંબંધમાં કહે છે: "કુમળી કુસુમલતાને નાનું બાળક હાથમાં લઇ પ્રેમથી ખૂબ મચડી નાખે ત્યારે તેને બિચારાને ખબર પણ ક્યાંથી હોય કે તે શું કરી રહ્યું છે! પણ જ્યારે ચોળાયેલું પુષ્પ અને પાંખડીઓ જુવે છે ત્યારે નવી લેવા એ રડે છે. પુરુષો પણ સ્ત્રીઓના એ જ હાલ કરી પાછળથી બીજી સ્ત્રી શોધે છે!"

છેવટે પશ્ચાત્તાપથી શુદ્ધ થયેલો પુરુષ પોતાનાં પુત્ર તથા પુત્રવધૂને "લગ્ન દેહનાં કે આત્માનાં ?" એ સંબંધી પુસ્તક ભેટ આપી, તેમને પોતાના જેવો પસ્તાવો કરવાનો પ્રસંગ ન આવે–તેવી રીતે વિચાર કરતાં કરી દે છે.

"ન્યાય"ની અગિયારમી વાર્તામાં કુલીનતાના ખપ્પરમાં લેવાતા ભોગનું બયાન છે. શ્રીમંત કુટુંબમાં ગરીબ માબાપની દીકરી, વહુ તરીકે આવે છે ત્યારે તેનું સ્થાન ક્યાં અને કેવું રહે છે તેની સજીવ કથની એમાં છે. વહુના બાપ તરફથી મળવાના પૈસાના આધારે વહુની સ્થિતિ–Status–રહે છે: ગરીબ ઘરમાંથી આવેલી વહુનો મંદવાડ ગંભીર છતાં, ખાનદાન સાસુ, પિયર ખબર સરખી કહેવરાવતી નથી. માત્ર નછૂટકે કાગળ લખાવે છે; તે પણ મોળો. આવા ગરીબ વેવાઇને લખાતા પહેલવહેલા પત્રમાં પણ, ગરીબ બાપ પાસે–તેની તો દીકરી પરંતુ પોતાની પુત્રવધૂની–દવાના બીલની તથા તેના સીમંતના ખર્ચની માગણી, એ પત્રમાં લખાવતાં તે અચકાતી નથી. આવું તો કુલીનતાને નામે રળી ખાનાર ક્રૂર કુટુમ્બોમાં જ બની શકે.

અકસ્માત એમ થયું કે વહુની સુવાવડ સાસરામાં જ કરવી પડી. તે કેવી રીતે થઇ હશે તે સહજ કલ્પી શકાય તેમ છે. આ વહુના સસરા ન્યાયધીશ હતા. લોકોનો ભલભલો 'ન્યાય' એ ચૂકવતા હતા; પણ પોતાના ઘરમાં પોતાની, વહુ પ્રત્યેના વર્તન સંબંધી ન્યાય–અન્યાય એ બિલકુલ તોળી શકતા નથી–તેવો અણઘટતો વિરોધ બતાવવાનો જ આ વાર્તાનો મુખ્ય હેતુ જણાય છે. પરિણામે ગરીબ માતાપિતાની દીકરી અને દામ, બન્ને લૂંટાયાં જાય છે. એકલા કુળની નહીં, પરંતુ હૃદયની સાચી ખાનદાની કોની છે તેની સહજ કિંમત વાચક કરી શકે તેમ છે.

"યોગિનાનો આશ્રમ" (વાર્તા ૧૩મી)માં બાલવિધવાઓ માટેના કાર્યપ્રદેશનું સુંદર આદર્શ ચિત્ર છે. દશદશ વર્ષની કન્યાઓ પતિમરણથી

" ગંગાસ્વરૂપ " બની જાય છે: તેવી વિધવાઓના પતનની, તેમના આત્મહત્યાના પ્રયત્નની અને તેમના ઉદ્ધારની વાત અહીં આવી જાય છે. 'ઇંદુકુમાર'માની નેપાળી જોગણ જેવી યોગિનીના આશ્રમમા, સમાજથી તરછોડાયેલી કેટલીયે સ્ત્રીઓને આશ્વાસન મળે છે; અને " સંસારની કુટિલતામા સડતા પુરુષોના પંજામાંથી અભણ અને ભોળી અબળાઓને બચાવી લેવા એ આશ્રમની સેવિકાઓ સંસારમાં ઘૂમે છે." આવા આશ્રમો ગામેગામ સ્થપાય અને યોગિનીમૈયાઓ બહેનોની સેવામાં જિંદગીનું સાફલ્ય મેળવી શકે એમ લેખિકાની સાથે સૌ કોઇ ઇચ્છશે.

"પાપી કે પવિત્ર ?"ની ચૌદમી વાર્તામાં " લગ્ન દેહના કે દિલનાં ?" અથવા એવા વયના, સંસ્કારના કે બુદ્ધિના કજોડાનો ભોગ બનેલી માવિહોણી છોકરીની વાત કહી છે. તેને જબરાઇથી " પરણાવેલા પતિ તેના શરીરના પતિ થયા; પણ તેના મનના તો ન થયા તે ન જ થયા " ( પૃ. ૧૪૮ ). એ વૃદ્ધ પતિના મૃત્યુ પછી પણ, યૌવનમાં કૉલ દીધેલા એક મનગમતા જુવાનને એ હૃદયમાંથી દૂર કરી શકતી નથી. જગતની દૃષ્ટિએ એ પવિત્ર રહી છે : છતા મનમાંથી એને થયા કરે છે : " હું પાપી કે પવિત્ર ? " શ્રીયુત ગોવર્ધનરામની કુસુદસુંદરી અને શ્રીયુત મુનશાની તનમન જેવું આ બિચારીનું થયું છે. આપણા હિંદુ સ્ત્રીસમાજમા કેળવણીના વધવા સાથે આ પ્રશ્ન ખૂબ ઊંચો જીવ કરાવી રહ્યો છે. લગ્ન હવે વડીલોના હાથની વાત રહી નથી. તેમ જુવાનોના હાથની વાત પણ મોટે ભાગે રહી નથી. એનો ઉકેલ કોણ સૂચવશે ?

* * *

વાર્તાઓનો બીજો મુખ્ય વિભાગ, ગ્રામજીવન અને તેની સાથે જોડાયલા પ્રશ્નોની આસપાસ ગૂંથવામા આવ્યો છે. લેખિકાના ગાઢ પરિચયનો આ વિષય હોવાથી, વર્ણનમાં તાદશતા અને સાચાઇ આવી શક્યાં છે.

"પ્રોફેસર સાહેબ" (૧૨) ની વાર્તામા, ભારે ખર્ચે પરદેશ જઇ ખેતીવાડીનું પુસ્તકિયું જ્ઞાન પામેલો પ્રોફેસર, ગામડામાં ઉપયોગી થઇ શકતો નથી. ભણતરનો ઉપરઉપરનો ઓપ ચડ્યા પછી એને ગામડાંનો થઇને રહેતાં આવડતું નથી. પોતાના ધંધાનું પોતાનું વ્યવહારુ જ્ઞાન ન હોવાથી, અને ગામડાંની જરુરિયાતોને ધ્યાનમાં રાખી અભ્યાસ ન કર્યો હોવાથી, તેની કેળવણી નકામી જાય છે. ગ્રામજીવનના ઉદ્ધારની વાત આવો સુધરી ગયેલો ગામડિયો પછી વિચારી પણ શેનો શકે ? શહેરની સુખસગવડોમા મોહી પડેલા પ્રોફેસરને પોતાના ગામડામાં આવ્યા પછી, ગોઠતું નથી. શેનું ગોઠે ? કારણ કે માનપત્ર અને મેળાવડાની ગમતી ધમાલોમાંથી પરવાર્યા પછી, પ્રોફેસરને વખત કેમ ગાળવો તેની મૂંઝવણ પડે છે : "ગામમાં ન મળે નાટક, ન મળે સિનેમા, ન મળે કલબ, નહિ બૉલ કે મેળાવડા ! આ તે કાંઇ જીવન છે ! ફરવા જવાનું તો કહે ગામબહાર ! લોક વાત કરે તો અર્ધી જંગલી ભાષામા : નહી ઍટિકેટ કે કલચર, અહી રહેવાથી હું જંગલી જ થઇ જાઉં—" ( પૃ. ૧૧૮ ) સુધરેલા જીવનનું ધોરણ અને રહેણીકરણી કેટલાં બધાં ખર્ચાળ હોય છે અને સરવાળે કેવી પાયમાલી લાવે છે તે બતાવી, વાર્તા પૂરી થાય છે.

"દવાળી બાઇ" (૧૬)માં ગામના ભોળા મુખી પટેલના ગૃહજીવન-નું તથા ગ્રામજીવનનું આબેહૂબ ચિત્ર ખડું કરેલું છે. ખેડૂત અને અધિકારીઓ, ખેડૂત અને ધીરધાર કરનાર વાણિયો એવા સામાજિક સંબંધોની આંટીઘૂંટી તાદશપણે વર્ણવવામાં આવી છે. વાતમાં ભારોભાર કટાક્ષ ભરેલો છે : તેથી તલાટી અને વહીવટદાર તથા પાનાચંદ વાણિયા પ્રત્યે વાંચનારને સાત્ત્વિક તિરસ્કાર ઉપજે છે. કવિ શામળ-ભટ્ટના "ભાભારામ"ની પેઠે—

"કણબી વાંસે કોડ, કણબી કોઇ વાંસે નહી;
હળથી બાંધે હોડ; પેટ ભરે પાદશાહનાં
ભરે બ્યાજની હોડ (પાઠાંતર)

એવી એક જાતની ખુમારી અને લોકોનાં પેટ ભરનાર તરીકેના ગૌરવની ભાવના દેખાય છે. પરંતુ એ ભાવનાની અતિશયતાને લીધે, તેમની જમીનો, ઘર, ઢોરઢાંક–બધું વાણિયાના દેવામાં ડૂલી જાય છે. છેવટે પટેલનો ડાહ્યો દીકરો ગોવિંદ ચેતી જાય છે; અને બધું વેચીસાટી, વાણિયાના પાશમાંથી માડમાંડ છૂટે છે. છેવટની કંડિકામાં વાર્તાનું રહસ્ય આવી જાય છેઃ "કુળવાન કુટુમ્બના ભાગ્યશાળી ગણાતા, પણ સરવાળે કમનસીબ અને અભણ ખેડૂતો ઉપર તાગડધીન્ના કરતા શાહુકારના નામે ઓળખાતાં ધોળા દિવસના લૂંટારુઓ, અને રક્ષણને નામે ભક્ષણ કરનારા અધિકારીઓને માટે ગોવિંદ જેવા જાગ્રત પાટીદારોનો જ યુગ આવવો જોઇએ."

લેખિકાની શ્રેષ્ઠ વાર્તાઓમાંની આ છે.

"હોળી"ની વાત વાંચતાં ગરીબોના હૈયામાં જે હોળી ઊઠે છે તેનું ખૂબ કરુણ વર્ણન છે. એક તરફ જમીનદારો તરફથી ખેડૂતને જે વર્તન મળે છે તે તથા જમીનદારની તોછડાઇ ભરેલી ભાષા અને બીજી તરફ ગરીબ ખાતેદારની દીન તથા દયા ઉપજાવે એવી વાણી વચ્ચેનો વિરોધ, કરુણરસની અસરને ઘાડી બનાવે છે. કહેવતોમાં અને વાર્તાઓમાં 'જગતના તાત'નું બહુમાન પામતો ખેડૂત તેના કમનસીબ સંજોગોમાં કેવો અનુકમ્પાપાત્ર બની જાય છે–તે 'દીવાળીબાઇ'ની વાર્તામાના સધન ધના પટેલને પડે છે, જગા પટેલના દુઃખી જીવનની વાત ઉપરથી જાણવાને મળે છે. 'હોળી'નું ખજૂર માગતાં બાળકો, તાવવાળી કાશી, તથા જગો પટેલ અને તેમનું ઘાસલાકડાંનું ઊભું કરેલું ઝૂંપડું–એ બધું યે શેરીની હોળીમાંથી પ્રકટેલા અગ્નિના તણખાથી બળીને ભસ્મ થઇ જાય છે! કરુણ રસની આવી દર્દભરી અસર ઉપજાવવામાં આપણા સિદ્ધ-હસ્ત નવલિકાકાર ધૂમકેતુની શૈલીનું સ્મરણ અહીં થાય છે.

"નિર્દોષ ગુનેગાર"ની ત્રીજી વાર્તાને, બીજા અનુકૂળ વિભાગને

અભાવે ગ્રામજીવનના વિભાગમાં હું મૂકું છું: અને તે માટે, વાર્તાનો મુખ્ય ભાગ ગામડામાં જ ભજવાયા છે તેટલો, આધાર છે. ગામડાંના રાગદ્વેષ, કાવાદાવા, અભણ લોકોના ભોળપણાનો લાભ લેનારી પોલિસ, અને સાચાનું જૂઠું સાબિત કરી આપનાર ન્યાયની અદાલતો—એનો ભોગ બનેલી પાર્વતીને માથે, એના પિત્રાઇઓ તેના વરનું જ ખૂન કર્યાનો આરોપ ઠોકી બેસાડે છે! પરિણામે ‘ નિર્દોષ છતાં ગુનેગાર ’ ( શબ્દોનો વિરોધ ખાસ ધ્યાન ખેંચે છે ) ગણાયલી પાર્વતીને દસ વર્ષની જેલ મળે છે. લેખિકાને પોતાના જેલનિવાસ દરમિયાન આ કરુણ કથની સાંભળવા મળી હોય એમ જણાય છે. ગણપતિ ઉત્સવ કરનારી કોઇ મહારાષ્ટ્રી બાઇની વાત જણાય છે. કેટલાંયે નિર્દોષ માણસોનાં જીવન, જેલની ઊંચી ભીંતોની પાછળ નાની ભીંતો અને તેમાંયે ઓરડીનાં તાળામાં પુરાઇ રહી બરબાદ જતાં હશે! ‘ ઓતરાતી દિવાલો ’ના પથ્થરને જો જીભ હોય તો છૂટા રહેનાર સભ્ય લોકોને જેલજીવનની કથનીઓ કહી તેમનાં લોહી જરૂર ઠારી દે.

“ ગરીબની હાય ”ની પરદેશી વાર્તામાં અદ્ભુત અને ભેદભરેલું વાતાવરણ છે. ગરીબાઇની ભોંય ઉપર રચાયલી આ વાર્તામાં, બે અનાથ બાળકોને પોતાની પાસેની છેલ્લામાં છેલ્લી વસ્તુ—એક રજાઇ—તેને, પોતે ચૂકવી ન શકેલા ઘરભાડા પેટે, વેચાવી દેવી પડે છે. પરિણામે બરફની ઠંડીમાં અકડાઇ જઇને એ મરણશરણ થાય છે. પેલી ઝૂંટાવી લીધેલી રજાઇમાંથી ‘ ગરીબની હાય ’ તેના ઓઢનારને સંભળાય છે. ઓઢનારને રજાઇ ઓઢયા પછી સતત અવાજ સંભળાય છે: “ નાનાભાઇ ! ઠંડી લાગે છે ? ” “ અને મોટાભાઇ ! તમને પણ લાગે છે કે ? ” આ પ્રમાણે “ તુલસી હાય ગરીબ કી, કબુ ન ખાલી જાય ” એ દૂહાના ભાવાર્થનું સ્મરણ વાર્તાના નામ ઉપરથી આપણને થાય છે.

* * * *

ત્રીજા વિભાગમાં, ગામડાંમાંથી દૃષ્ટિ ખસેડી, શહેરનાં—અને તે પણ કારખાનાનાં વાતાવરણથી ઝેરી બનેલા શહેરનાં—જીવનચિત્રો દોરવા તરફ નજર વળેલી છે. ગામડાં ભાગતાં જાય છે; અને શહેરો ધીચ થતાં જાય છે : ગામડાંની બધી સુંદરતા શહેરો લૂંટી લાવે છે છતાં શહેરો સુંદર બની શકતાં નથી. ઊલટું તેની કદરૂપતામાં ઉમેરો થતો જાય છે.

"ચંપામિલનો મેનેજર"ની ચોથી વાર્તામાં, કારખાના યુગનો આબેહૂબ ખ્યાલ ચીતરવામાં આવ્યો છે. મિલની વૃદ્ધ મજૂરણ જમનાની દૃષ્ટિ ભૂતકાળની સૃષ્ટિપર સરતાં, ગામડાની સંતોષી અને સુખી જિંદગીમાં પોતે કેવો કલ્લોલ કરતી અને પછી એક વાણિયાના દીકરાને ગામમાં આશ્રય આપતાં, એણે નાનીસરખી દુકાનથી શરૂઆત કરી, કેવીકેવી મોહજાળ ગરીબ ગામડિયાઓ માટે પાથરી અને પરિણામે એ **સોમચંદે** શહેરમાં કેમ દાણા વેચાવા માંડયા અને ગામડાના લોકને ખાલી કરી નાખ્યા તેનું વર્ણન ખૂબ અસરકારક રીતે અને લેખિકાની શૈલીને ગોરવ અપાવે તેવું થયેલું છે. ગામડાં કેમ ભાગતાં ગયાં અને આખરે ગામડિયાઓને પોતાની જન્મભોમનો પ્રેમ કેમ ઘટતો ગયો અને શહેરની સુખસગવડો, રોકડ કમાણી, તથા ભોગવિલાસ તરફ નજર કેમ ખેંચાઈ, અને મિલ તથા કારખાનાની નોકરી કેમ સ્વીકારી લીધી—તેનું વર્ણન વિસ્તારભય છતાં ઉતારું છું:

"સોમચંદનો વેપાર ઘણો સારો ચાલતો હતો. અમારા ગામમાં ઘણા દાણા પાકતા, એટલે રૂપિયાની બેમણ ડાંગર મળતી; પણ સોમચંદે એક જણની ડાંગર શહેરમાં વેચાવી, તે રૂપિયાની સવામણ લેખે વેચાઇ. ત્યારથી અમારા ગામમાં દાણા વેચવાનો રોગ બધાંને લાગુ પડયો. લોકોના હાથમાં પૈસા રોકડા આવવા લાગ્યા. પછી તો શેઠે એક દુકાન કરી. તેમાં મોટા શહેરમાં મળે તેવા જૂઠા દાગીના,

રમકડાં, રૂપાળાં લૂગડાં વેચાવા લાગ્યાં; અને જાડા પછેડા ઓઢનારી અમારા ગામની બાઈઓ ય ઝીણા સાડલા ઓઢવા લાગી: અને જૂઠા દાગીના પહેરવા મંડી. ત્યારે ગામના ઘરડેરાઓએ કેટલું ય સમજાવવા પાડેલું; પણ અમારાં નસીબ વાંકાં તે કોઈએ સાંભળ્યું જ નહીં !

"પછી તો શેઠની દુકાને મીઠાઈ પણ વેચાવા માંડી, અને ગામનાં છોકરાં હાથમાં પૈસો પૈસો લઈ, શેઠની દુકાને ફરી વળવા લાગ્યાં. ગામમાં થોડા દિવસ તો ખૂબ જ મઝા દેખાણી; પણ ધીમેધીમે ઢોર વેચાવા લાગ્યા; અને ઉનાળામાં અને જેઠ મહિનામાં તો અમારા ઘરમાં અનાજ પણ ન હોય. શેઠની લાગવગથી ( ! ) માડમાડ રંગૂનના ચોખા મળે ત્યારે છોકરાં ખાય એવી દશા આવી. ગામના લોકના એવા હાલ થયા કે ધીમેધીમે ઢોરઢાંક, ઘર-બધુંયે ગયું; એટલે પછી મિલમાં મજૂરી ખોળવા નીકળી પડ્યાં—" (પૃ. ૪૦).

આ જ વાણિયાનો દિકરો જે પહેલાં જમનાના આશ્રયથી ઊછર્યો હતો તે, ચંપા મિલનો મેનેજર થતાં, વૃદ્ધ જમનાને તેના ઘડપણને લીધે નોકરીમાંથી કાઢી મૂકે છે. જમનાની આંતરડી કકળી ઊઠે છે, અને પછી તેનો ભૂખ્યો અને તરસ્યો આત્મા ઊડી જાય છે. ગરીબોની દાઝ શ્રીમંતોને હૈયે કદી યે વસતી નથી-તેનું આ કરુણ ઉદાહરણ છે.

"સોમા"ની પાંચમી વાતમાં, એવી જ એક મિલની મજૂરણની કથની છે: પરંતુ આ સોમા અથવા 'સોમલી' જમના જેવી અશક્ત નથી: એ દયા નથી માગતી; પણ હક્કની બેધડક માગણી પોતાના મિલમાલેક પાસે કરી શકે છે. મજૂરવાસની સ્થિતિ, તેમનાં દુઃખ વગેરેથી કકળી ઊઠેલો આખો કામદારવર્ગ હડતાલનો ઉપાય અજમાવે છે. પરંતુ તેથી તો ઊલટું તેમને નુકસાન જાય છે.

બહારના માણસો તેમના આગેવાન થઇ તેમને ન પરવડતું એવું સમાધાન કરાવી હડતાલનો અંત લાવે છે. અહીં ગામના આગેવાનો સામેનો કટાક્ષ બહુ વેધક છે : સોમલી શેઠને સંભળાવી દે છે :

" શેઠજી, ભૂખે મરતાની વેદના, કહેવાતા આગેવાનો શી રીતે જાણે ? માથેરાન અને મહાબળેશ્વરમાં ફરનાર અમારી ઓરડીઓની હાલત શી રીતે જાણે ? ફ્રુટસ્ અને દૂધ ઉપર હાથ મારનાર અમારા અર્ધાસૂકા રોટલાને શું જાણે ? એ તો અમારા મતો લઇ ધારાસભામા જાય, જીનિવા જાય, મ્યુનિસિપાલિટીસા જાય: પણ અમારું દર્દ એ ન ત્યાં યે ટાળે કે ન અહી યે ટાળે ! આપ જેને શરમાવી શકો એવા શ્રીમંતો અમારે આગેવાન ન જોઇએ. " એટલે સોમલીએ, બીજી વારની હડતાલનું સુકાન પોતાના હાથમાં લીધું : અને શેઠને ચોખ્ખું સંભળાવી દીધું : " શેઠ, અમે તો અમારાં બાળકોની કેળવણી, સ્ત્રીઓની સગવડ અને પેટ ભરીને અનાજ માગિયે છિયે. તે નહીં આપો તો આ સંચા ઉપરથી ઊઠવાનાં નથી. તમારે જોઇએ તો અમારા રકતથી સંચાને ધુઓ, પણ બીજું બનવાનું નથી. "

સોમલી સત્યાગ્રહનું રહસ્ય સમજી ગઇ હોય તેમ, એણે બધા મજૂરોને સમજાવ્યા હતા કે મિલના દરવાજા ઊઘડતાં બધાએ વ્યવસ્થિતપણે પોતપોતાના કામે વળગી, પડવાના હોય તેમ, સૌ સૌની જગાએ બેસી જવું. પણ કાંઇ યે કામ ન કરવું. પછી બારસો મજૂરોને હાથ પકડીને કેટલા જણ ઉઠાડવા આવવાના હતા ? –આ કિસ્સાથી હડતાલ ખૂબ અસરકારક બની; અને મજૂરોને અમસ્થા ફરવાનું બંધ થયું; તથા બહારના ભાડુતી મજૂરોથી જગા પૂરવાનું શેઠનું હથિયાર પણ હેઠું પડયું. સોમાના જન્મગત સારા સંસ્કારોનું સૂચન કરી, લેખિકાએ 'ત્યજાયેલાં બાળકો 'નો પ્રશ્ન ધ્વનિત કર્યો છે.

એકંદરે આ વાર્તામાં મજૂરોના ઉદ્ધારની સુંદર યોજના લેખિકાએ દોરી બતાવી છે.

"સૌભાગ્યકંકણ"ની આઠમી વાર્તા ધૂમકેતુ–સંપ્રદાયની, ખૂબ કરુણ અને લોહી ઠારી દે તેવી દર્દથી ભરેલી છે. ભાગતાં ગામડાંને લીધે, મજૂરવર્ગને શહેરનું આકર્ષણ થાય છે. કારખાનાના દેખીતા ભારે રોજને લીધે, ત્યાંનું ગુલામી ખત પોતે સ્વીકારી લે છે. અને સરવાળે પાયમાલ થાય છે. મનુષ્યને માટે સ્વાભાવિક આવનારી એવી માંદગી માટે, કારખાનાના કાયદામાં કે ધનવાનોની નીતિમાં સ્થાન નથી. એટલે કુટુમ્બમાં માંદગી આવતાં, મજૂરી થતી નથી અને ભૂખે ટટળીને અનેક શ્રમજીવીઓનાં અકાલ મૃત્યુ થાય છે. ફૂલ જેવું બાળક ઘડીક પહેલાં કરમાઇ ગયેલું પડયું હોવા છતાં, મરવા પડેલા પતિને માટે ઊનીઊની ચા લેવા જતાં, એક પૈસો પણ જેની પાસે નથી એવી જના, પોતાના સૌભાગ્યની સૂચક એવી દાંતની ચૂડી ગીરો મૂકી આવે છે. આમ પથ્થરનું હૃદય બનાવી જના ઘર બહાર જાય છે; પણ એટલામાં છ છ દિવસના અપવાસથી રસ્તામાં એને અડબડિયું આવે છે. અને એનો પ્રાણ ઊડી જાય છે. તેને આવતાં બહુ વાર થવાથી, માંદોમાંદો ત્રિભુ તેને ખોળવા બહાર નીકળે છે: ત્રિભુને પણ અકસ્માત થાય છે. બન્ને શબ દવાખાનામાં એક જ ગાડીમાં આવે છે. બન્નેને એક જ ખાડામાં સુવાડવામાં આવે છે! મજૂરજીવનની આ કારમી કથા ભલભલાનાં હૃદયને ઉથલાવી નાખવા સમર્થ છે.

આમ ઉપરની ત્રણે વાર્તામાં, ગ્રામજીવનના નાશ થયા પછીના કારખાનાજીવનથી જે નવી પરિસ્થિતિ ઊભી થઈ છે તેની, દારુણતા વર્ણવવામાં આવી છે.

*　　*　　*　　*

છેલ્લા વિભાગની બન્ને વાતો 'અસ્પૃશ્યતા'ના વર્તમાન પ્રશ્નને છેડે છે. "સાડી પર પડછાયા"ની છઠ્ઠી વાર્તામાં, તુચ્છકારાતા અંત્યજો, ધર્મપલટો કરવાથી સમાજમાં કેવા સ્પૃશ્ય અને સન્માનનીય બની જાય છે તેની હકીકત આપી છે. "સૃજેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે"—એ આખી વાર્તાનો ઉપદેશ છે. અંત્યજનો પડછાયો પણ ઉજળિયાત વર્ણને તથા તેમની વસ્તુઓને અભડાવે છે—એવી રૂઢિ, ગામડાંમાં ખાસ કરીને વધારે ઉગ્ર અને વિકરાળ સ્વરૂપમાં દેખા દે છે. તેથી જ અંત્યજોને "છેટાં રહેજો, માબાપ!"—એમ કહી રસ્તે ચાલવું પડે છે. પરંતુ જેમ નરમાંથી નારાયણ થવાય છે તેમ અસ્પૃશ્યમાંથી અંત્યજોને સ્પૃશ્ય બનતા આપણે જોઈએ છિયે: છતાં તેમના તરફનો આપણો તિરસ્કાર ઘટતો નથી—તે સામે ટકોર છે.

"અછૂતોદ્ધારક"ની સાતમી વાર્તામાં, અસ્પૃશ્યતાનિવારણના પ્રચાર-કાર્યને ધંધાનું સ્વરૂપ આપી દેનાર, દાંભિક નેતાઓની સારી ઠેકડી કરવામાં આવી છે. વૈષ્ણવતાથી ખૂબ વેગળાં એવાં વૈષ્ણવમંદિરની આડંબરી 'મરજાદ'નું પણ કટાક્ષપૂર્ણ વર્ણન તેમાં છે.

*　　*　　*　　*

આ પ્રમાણે વાર્તાઓના કંઈક અંશે વિગતવાર આપેલા પરિચયથી, પ્રસ્તુત વાર્તાસંગ્રહ વાચકોનું ધ્યાન જરૂર ખેંચશે એમ ધારવું વધારે નથી. લેખિકાની શૈલી સંબધી બે શબ્દ કહી, આ પરિચયલેખ હું બંધ કરીશ. વિનયથી લેખિકા કહેવા માગે છે તેમ, તેમનામાં વર્ણન દ્વારા વાર્તાનું વાતાવરણ જમાવવાની શક્તિ નથી એમ નથી: તે માટે પૃ. ૪૦ ઉપરનું ગામડાની સાંજનું વર્ણન, પૃ ૫૧ ઉપરનું મજૂરવાસનું વર્ણન, પૃ. ૭૨ ઉપરનું મંદિરનું વર્ણન, પૃ. ૮૧ ઉપરનું વરસાદનું વર્ણન, પૃ. ૧૧૩ ઉપરનુ રાતના ત્રણ વાગ્યાનું, —કરુણ ચિત્રની પશ્ચાદ્‌ભૂમિ તરીકેનું—વર્ણન, પૃ ૧૧૮ ઉપરનું સમી

સાંજનું વર્ણન, પૃ. ૧૭૪ ઉપર ગરીબ ખેડુતની ઘરવખરીનું વર્ણન -એ વાંચી જવા ખાસ વિનંતિ છે.

લેખિકાની શૈલીની બીજી વિશિષ્ટતા-તે તેમની વાણીમાં ભરેલો કટાક્ષ તથા મર્મવચન ઉચ્ચારવાની તેમની કુશળ શક્તિ છે. તેનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે; પરંતુ સ્થલસંકોચથી અહી તે ઉતારી શકતો નથી.

આટલા લાંબા પરિચયલેખ પછી, પ્રસ્તુત વાર્તાઓના સંગ્રહ માટે વધારે ઓળખાણ આપવાની ભાગ્યે અગત્ય રહે. કદાચ આ પરિચય વગર પણ, વાચક પોતાની મેળે તેનો આસ્વાદ લઇ શકત. પરંતુ લેખિકાની માગણી નકારવાનું ઠીક ન લાગવાથી, તેમને ખૂબ રાહ જોવરાવ્યા પછી, આટલું લખ્યું છે તે વાચકોને આનંદ આપો!

બળેવ,
સં. ૧૯૯૦
વડોદરા.

મંજુલાલ ર. મજમુદાર.





કેશવલાલ સોલિસિટરની ઑફિસમાં કુ. મણુ ટાઇપિસ્ટ  પાન ૧૫

ભવાનીની જ્ઞાતિમાં કન્યાઓ કલ્પવૃક્ષ સમી ગણાતી. એમની છાયામાં જેટલા પૈસાની વાંછના કરે એટલા મળતા. એની જ્ઞાતિની વસ્તીગણત્રીમાં પુરુષો વધી જતા અને તેથી જ કન્યારત્નોનું જતન જેમ કસાઇ જનાવરોનું કરે તેમ કરવામાં આવતું. ભવાનીનાં માતાપિતાને ભવાની અને ત્રણ પુત્રો હતા. ત્રણેય પુત્રોનાં લગ્નનો આધાર એક ભવાની ઉપર જ હતો. ભવાનીના સાટામાં તો એક જ પુત્રને કન્યા મળે પણ બાકીના બેનું શું થાય ? એ ચિન્તામાં ભવાનીના પૂજ્ય (?) પિતાજી રહેતા હતા. ભવાનીની દશ વર્ષની ઉંમરમાં તો પચાશેક માગાં આવી ગયાં; પણ તેઓની કોથળી ભવાનીના પિતાને સંતોષ મળે તેવડી મોટી ન હતી. બરાબર ભવાનીની ઉંમર અગિયાર વર્ષની પૂરી થઇ પણ ન હતી, એવામાં મુંબઇના એક લક્ષાધિપતિ વિધુરને રૂપીઆ વીસ હજાર જેવી નજીવી રકમમાં લગ્નના પવિત્ર નામ નીચે તેને વેચવામાં આવી. બાળક ભવાની લગ્નમાં થયેલાં જમણ અને પોતાને પહેરવા મળેલાં રૂપાળાં લૂગડાં અને દાગીનાથી ખુશ થઇ ગઇ.

મુંબઇ આવતાં જ એ તો મોટા માળાની માલિક અને રસોયાનોકરની " બાઈ " થઇ ગઇ. એટલી નાની બાળાને સાઠ વર્ષના ભૂદરદાસ પત્ની ગણતાં જરાયે અચકાયા નહિ, કારણ આ તો એમનો ચોથો " બલી " હતો. એમની આગલી પત્નીઓની ખરીદી બહુ સસ્તામાં તો નહોતી થઇ. પણ પહેલીના બેહજાર, બીજીના ત્રણહજાર અને ત્રીજીના

ભવાનીની જ્ઞાતિમાં કન્યાઓ કલ્પવૃક્ષ સમી ગણાતી. એમની છાયામાં જેટલા પૈસાની વાંછના કરે એટલા મળતા. એની જ્ઞાતિની વસ્તીગણત્રીમાં પુરુષો વધી જતા અને તેથી જ કન્યારત્નોનું જતન જેમ કસાઇ જનાવરોનું કરે તેમ કરવામાં આવતું. ભવાનીનાં માતાપિતાને ભવાની અને ત્રણ પુત્રો હતા. ત્રણેય પુત્રોનાં લગ્નનો આધાર એક ભવાની ઉપર જ હતો. ભવાનીના સાટામાં તો એક જ પુત્રને કન્યા મળે પણ બાકીના બેનું શું થાય ? એ ચિન્તામાં ભવાનીના પૂજ્ય ( ? ) પિતાજી રહેતા હતા. ભવાનીની દશ વર્ષની ઉંમરમાં તો પચાશેક માગાં આવી ગયાં; પણ તેઓની કોથળી ભવાનીના પિતાને સંતોષ મળે તેવડી મોટી ન હતી. બરાબર ભવાનીની ઉંમર અગિયાર વર્ષની પૂરી થઇ પણ ન હતી, એવામાં મુંબઇના એક લક્ષાધિપતિ વિધુરને રૂપીઆ વીસ હજાર જેવી નજીવી રકમમાં લગ્નના પવિત્ર નામ નીચે તેને વેચવામાં આવી. બાળક ભવાની લગ્નમાં થયેલાં જમણ અને પોતાને પહેરવા મળેલાં રૂપાળાં લૂગડાં અને દાગીનાથી ખુશ થઇ ગઇ.

મુંબઇ આવતાં જ એ તો મોટા માળાની માલિક અને રસોયાનોકરની " બાઈ " થઇ ગઇ. એટલી નાની બાળાને સાઠ વર્ષના ભૂદરદાસ પત્ની ગણતાં જરાયે અચકાયા નહિ, કારણ આ તો એમનો ચોથો " બલી " હતો. એમની આગલી પત્નીઓની ખરીદી બહુ સસ્તામાં તો નહોતી થઇ. પણ પહેલીના બેહજાર, બીજીના ત્રણહજાર અને ત્રીજીના દશ

હજાર આપ્યા હતા; પણ તે નિમકહરામ સ્ત્રીઓ ક્ષય, અને એવા નજીવા રોગના બહાના નીચે ચાલી ગઇ હતી. એમનો પોતાનો એમાં જરાયે વાંક હોય એમ એમણે કદી માન્યું નહોતું.

ભવાની આગલી ત્રણના કરતાં વધારે ચંચળ, તંદુરસ્ત અને જરા શ્યામ છતાં સુંદર આકૃતિની હતી. ભુદરદાસ એને જોઇને રાજી થતા. પહેલાં થોડાં વર્ષ ભવાની અંતરદાહથી તપી, પણ પછી તેના જેવી જ વૃદ્ધ પતિની પત્નીઓના જીવનનો એણે અભ્યાસ કરવા માંડ્યો અને પરિણામે ભુદરદાસને છેતરવામાં, બનાવવામાં, ઉડાવવામાં નિષ્ણાત બની ગઇ.

ભવાની આસ્તેઆસ્તે પોતાની પાડોશમાં રહેતા એક યુવાનની સોબતમાં ફસી ગઇ. તે યુવાન પણ તેને સંપૂર્ણ ચાહવાનો પાખંડ કરતો અને તેના આપેલા પૈસાથી લહેર કરતો. સાથેસાથે ડોસો મરતાં પોતે લગ્ન કરી ઉઘાડા જગત્ સામે ફરવાની આશા આપતો. હોશિયાર પણ જગત્‌ની શેતા-નિયતથી અજાણી ભવાની એ સાચું માનતી.

જમાનો ખાધેલા ભુદરદાસ બધુંયે જાણતા. પણ કોઇ રીતેય પોતાનો વંશ રાખવાની લાલસાથી બધું આંખ આડા કાન કરી થવા દેતા. છતાં એ પક્કા ડોસાએ પોતાનું વીલ એવું કરી રાખ્યું હતું કે જો પોતે અપુત્ર મરી જાય તો, બધી મિલકત શ્રીનાથદ્વારામાં જાય અને વિધવાને તેમની પાસેની રોકડ રકમ અને દાગીના જ મળે.

આઠ જ દિવસના ટૂંકા મંદવાડમાં ભૂદરદાસે "ભૂલોક" છોડયો, ત્યારે ભવાની વીશ વર્ષની થઇ હતી.

થોડા દિવસના રોકકળના ઢોંગમાંથી પરવારેલી ભવાની પોતાના પ્રિય સાથેનાં સુખનાં સ્વપ્નાં સેવતી હતી ત્યારે એના પતિના સોલિસિટરે વીલની જાહેરાત કરી તેને મકાન ખાલી કરવા જણાવ્યું અને નહિ તો ઘરનું ભાડું આપવાનું કહ્યું. દુનિયાથી અજાણી એ વિધવાને એનાં સગાંસંબંધી દુષ્ટ જ ગણતાં હતાં, એટલે સલાહકારમાં ફક્ત પેલો યુવાન જ હતો. એની સલાહ પ્રમાણે એક દિવસ રાત્રે રોકડ અને દાગીના સાથે તે નીકળી ગઇ. સાથે યુવાન હતો, હવે તેને શું ફિકર હતી?

ફક્ત દોઢ જ વર્ષમાં તેના પચાસહજાર રૂપીઆ હજમ કરી ગયેલા પ્રેમીએ હવે તેના તરફ ઘૃણાથી જોવા માંડયું. અને થનાર બાળકનો કોઇ રીતે નાશ કરવા માટે આગ્રહ કરવા લાગ્યો ત્યારે જગતના પાખંડને નહિ સમજનાર ભવાની તેને પરણવા માટે આગ્રહ કરવા લાગી.

એક દિવસ સવારમાં ભવાનીએ તેના પ્રણયી અને તેની પેટીને ઘરમાંથી ગયેલાં જોયાં. પહેલાં તો તેણે ખૂબ રડી કલ્પાંત કર્યું પણ પાછળથી તેને પોતાની અસહાય સ્થિતિનું ભાન થયું અને રડવાને બદલે તેણે હિંમત ભેગી કરવા માંડી.

આઠ દિવસમાં તો તેણે પોતાનાં કપડાં, વાસણ બધુંયે

પાણીને મૂલે વેચી દીધું અને થોડા પૈસા લઇ તે પોતાના પિતાને ઘેર જવા નીકળી.

ભવાની પોતાના જન્મસ્થાનમાં આવી તો જાણ્યું કે પિતા આંધળો થયો છે અને માતા મરી ગઇ છે. આ બધુંયે ફક્ત એક વર્ષમાં બની ગયું હતું એમ જાણતાં તેને પશ્ચાતાપ થયો. પિતાના ઘરમાં ફક્ત ભવાનીના વેચાણમાંથી આવેલી ભાભીઓ અને સ્વાર્થી ભાઇઓ જ હતા. તેમણે પોતાની “ પાપી ” બહેનને ઘરમાં પણ ન આવવા દીધી. અને ભવાનીના હૃદયમાં દાવાનળ સળગ્યો. અરેરે, જે ભાઇઓના ભલાને માટે મારું આખું જીવન બાળી મૂકવામાં આવ્યું તે મને ઘરમાં બોલાવતાં શરમાય છે ! ક્રોધ અને તિરસ્કારની વૃત્તિથી કંપતી એ પાસેના જ ગામમાં પોતાની માશીને ત્યાં જવા નીકળી. તેની માશી પણ બાળવિધવા હતી અને તેના એક પિત્રાઇની છાયામાં રહી પોતાના પૈસાનો અને જીવનનો વ્યવહાર ચલાવતી હતી. એને માટે ઘણીયે સારીમાઠી વાતો સમાજમાં ચાલતી એટલે પોતાને એ નહિ ધિક્કારે એવી આશામાં ભવાની ગઇ. પણ માશીબા તો પૂરાં ધર્માત્મા હતાં ! લોકો કહેતા કે એમના હાથે કેટલીક ભ્રૂણહત્યાઓ થઇ છે. પણ તેથી માશીને શું ? ક્યાં કોઇની પાસે પૂરાવો હતો ?

આખરે અથડાતીકુટાતી, એ ગામને પાદર આવેલી વાવને કાંઠે આવીને બેઠી અને તેમાં દેહસમર્પણ કરવાની હિંમત જમાવવા માંડી. સમાજમાં છૂપાં પાપ કરનારને

કોઇ સજા કરતું નથી પણ જેનું પાપ ઉઘાડું પડે તેને પાપી ગણવામાં આવે છે. પાપ કરવાના જ માર્ગમાં મૂકીને પછી પાપ થાય ત્યારે ધિક્કારવાની સમાજની ધૃષ્ટતા ઉપર ઘૃણા લાવીને જાણે જળદેવી ના આવ્યાં હોય તેવી એક ભીલસ્ત્રી વાવમાંથી બેડું ભરી ઉપર આવી. તેણે રડતી અને નિસાસા નાખતી ભવાનીને જોઇ અને તેને દિલાસો દઇ પોતાની સાથે લઇ ગઇ; કારણ એને પાપપૂણ્યે દોરી ન હતી.

અભણ પણ મનુષ્યત્વને માનનારાં ગરીબોમાં ભવાનીને આશરો મળ્યો.

*　　　*　　　*　　　*

જુગલ ગામમાં આવતો ત્યારે ભીલનિવાસમાં પણ ફરતો. અને ફરવા જતાં એક ભીલને ત્યાં નાની બાળકી સાથે ભવાનીને જોઇ તેને અજાયબી લાગી. પૂછપરછ કરતાં બધીયે વાત સમજાઇ. તેને સંકુચિત દૃષ્ટિના સમાજ તરફ ઘૃણા ઉપજી અને તેણે એને પોતાની સાથે મુંબઇ લઇ જવા કહ્યું. એના આ સાહસથી એના ઉપર કેટલી વિપત્તિ આવશે તેનો ઉલ્લેખ ભવાનીએ કર્યો પણ જુગલ ડગ્યો નહિ.

એ દુઃખી બહેનને બાળકી સહિત જ્યારે પોતાની ઓરડીમાં લાવ્યો ત્યારે પ્રથમ તો એની કોઇ સગી હશે એમ પાડોશીઓએ જાણ્યું. પણ જ્યારે એક ભૂલેલી વિધવા બહેનને આ યુવકે આશરો આપ્યો છે એમ જાણ્યું ત્યારે તો જાણે આ અપવિત્ર બહેનથી પવિત્ર સમાજ અભડાઇ જતો હોય તેમ કોલાહલ મચી રહ્યો !

ભવાની રાતદિવસ ઓરડીમાં જ ભરાઇ રહેતી. પોતે ઓળખાઇ જવાની બીક તેને હમેશ લાગતી. પણ જુગલ તેને આગ્રહ કરી ઘણી વાર બહાર લઇ જતો.

રણછોડદાસ શેઠના સાળા એક ધર્મિષ્ઠ ગૃહસ્થ હતા. જ્યારે તેમણે જાણ્યું કે પોતાનાં ભાણેજના માસ્તર એક વિધવા બાઇને પોતાની છાયામાં રાખે છે ત્યારે તેમણે પોતાનાં બહેનને કહ્યું, બહેન ! શેઠની બધી વાત મારે કબૂલ છે પણ આવી અનીતિમાં મારો મત તેમનાથી જુદો જ પડવાનો. આવો જો મારો સગો છોકરો હોય તો તેને પણ ઘરમાં ઊભો ન રાખું, સમજ્યાં ? એ માસ્તર વિના તમારાં બાળકો અભણ રહેવાનાં છે ?

ભાઇની શિખામણ અને લોકોનાં ગપ્પાંથી કંટાળેલાં કમળાબાએ માસ્તરને રજા અપાવવા પતિ સામે મોરચા માંડ્યા.

* * * *

રણછોડદાસ જરા વહેલા ઑફિસેથી ઊઠી જુગલકીશોરના શેઠને ત્યાં ગયા. બન્ને મિત્રોએ વેપાર, રાજદ્વારી વગેરે આડાઅવળી વાત કર્યા પછી ઊઠતાં ઊઠતાં રણછોડદાસ બોલ્યા " જુગલકીશોર તમારે ખાસ કામ ન હોય તો મારી સાથે જ ઘેર ચાલોને. "

જરા અજાયબ થયેલો કીશોર પોતાના શેઠની રજા લઇ શેઠની મોટરમાં બેઠો.

ગાડી વરલી ઉપર હંકારવા હુકમ આપી શેઠ જુગલની સામે ફર્યા અને એના નિર્દોષ મુખ સામે મીટ માંડી જોઇ રહ્યા. નવાઇ પામતો જુગલ નીચી નજરે બેસી રહ્યો હતો તેને ખભે હાથ મૂકી તે બોલ્યા, “ માસ્તર ! તમારે માટે આ શી ધાંધલ ચાલી છે ? શું છે એ ? ”

“ શેની ધાંધલ ! સાહેબ ” એમ પૂછતો જુગલ જરા ટટાર થયો.

“ જુઓને, હું તો માનતો જ, નથી પણ આ નવનિતલાલ વાત લાવ્યા છે અને ઘરમાંથી એ માની બેઠાં છે કે તમારે ઘેર....

“ હાજી ! ” શેઠની વાત અધેથી જ સમજેલો જુગલ બોલ્યો “ એ સાત સાચી છે. ”

‘ પણ તમે કયા સંજોગોમાં એને લાવ્યા છો તે જરા જણાવો તો હું તમને મદદ કરું.’ નહિ ધારેલી કૃપા જોઇ જુગલ નરમ પડી ગયો. તેણે ધીમેધીમે પોતે જેટલી જાણતો હતો એટલી વાત શેઠને કહી. એ વાત ટૂંકી જ હતી. તેમાં કોઇનું નામ ન હતું. અને ભવાનીએ તેને ટૂંકી જ વાત કરી હતી. શેઠ આખી વાત સાંભળી રહ્યા પછી બોલ્યાઃ “ તેને શ્રદ્ધાનંદ આશ્રમમાં મૂકી આવો તો ખર્ચ હું આપીશ. ઘરમાં રાખવાથી તમારી આબરુને ખરાબ લાગે છે. ”

“ સાહેબ ! આપની કૃપા માટે આભાર માનું છું અને

આપને જો મારી વર્તણૂંકથી ખરાબ લાગતું હોય તો આવતી કાલથી હું આપને બંગલે નહિ આવું. ” એમ બોલતાં જુગલકીશોરનું લાલ થઇ ગયેલું મુખ અને નિશ્ચયભરેલી વાણીથી રણછોડદાસ ઘડીક થોભી ગયા અને એ લાગણી-વાળા યુવકની મનમાં ને મનમાં તેમણે તારીફ કરી. પોતે તેને કાઢી મૂકે તો તેનું અનુકરણ તેના શેઠ પણ કરે. તો આ યુવકની ઊગતી આશાઓનું શું?

તેમણે પ્રેમથી તેના ખભા ઉપર હાથ મૂકયો. ‘ના, મારા મનમાં તમારે માટે કાંઇ જ નથી. એ તો તમારી મરજી હોય તો જ મેં સૂચવ્યું હતું. ’ ત્યાર પછી થોડી બાળકોના શિક્ષણ સંબંધી વાતચિત કરી શેઠે મોટર પાછી લેવરાવી અને બંગલે જતા પહેલાં જુગલને પહોંચાડવા તેના રહેઠાણ તરફ ગાડી લેવાનો હુકમ કર્યો. ઘણી વખત જુગલને મૂકવા છોકરાં આવતાં એટલે મોટરમાં ઘર સુધી આવવાની જુગલને નવાઇ ન હતી. પણ શેઠ પોતે એની સાથે ઉપર ચડયા એ મોટી અજાયબી હતી. ‘ ચાલો જરા એ બહેનને હું પણ દિલાસો આપું. ’ આમ બોલતાં શેઠ દાદર ચડવા લાગ્યા. દુનિયાથી છુપાવા માગતી ભવાની અંદરની નાની ઓરડીમાં પેસી ગઇ પણ ગાદી ઉપર સુવાડેલી નાની બાળકી હાથપગ ઉછાળતી ત્યાં જ રહી.

ઓરડીમાં પેસતાં જ રણછોડદાસ ચમકયા. ગાદી ઉપર સૂતેલી બાળકીના મુખમાં એમને કોઇ ઓળખીતી છબી

દેખાઇ. તેમણે ગાદી ઉપર બેસી બાળાને હાથમાં લીધી અને સ્મરણશક્તિને ઢંઢોળવા માંડી. પરિણામે બાળાના મુખમાં કોની છાયા છે, તે શોધી કાઢયું. પાંચદશ મિનિટમાં તો એ ઊઠયા. ઊઠતાંઊઠતાં બાળાની ગાદી ઉપર સો રૂપીઆની નોટ મૂકી દીધી, તે જુગલે દીઠી પણ નહિ.

* * * *

“ નવનીતલાલ શેઠ, આપને શેઠ સાહેબ બોલાવે છે. ” સિપાઇએ નવનીતલાલને ખબર આપ્યા. શેઠ આવતાંની સાથે જ શામાટે બોલાવે છે. એના ઉકેલમાં મથતા નવનીતલાલ શેઠ પાસે આવ્યા. ‘ ઓરડાનાં બારણાં બંધ કરી અહીં આવો.’ શેઠ ગંભીરાઇથી અને કદી નહિ અનુભવેલી દીનતાથી બોલ્યા.



નવનીતલાલ ! તમારી પડોશમાં પેલા ભૂદરદાસ શેઠ રહેતા હતાને, તેમની વિધવા અહીં આવી છે; એટલું બોલી ધારેલું નિશાન બરોબર છે કે નહિ તે જોવા શેઠ થોડી સેકંડ થોભ્યા.

નવનીતલાલના મોંનો રંગ ઊડી ગયો, તે પૂણી જેવા ઉજળા થઇ ગયા, અને તેમણે શેઠના સામેથી નજર ખસેડી લઇ હિંમત ભેગી કરવા માંડી, અને કહ્યું, “તેમાં મારે શું ?”

સાળાના ઘણી મહેનતે બોલાયેલા એ શબ્દોમાં થથરાટ હતો. તે બનેવીએ પારખ્યો, અને મક્કમતાથી બોલ્યા “ તેમાં તમારે શું એ તો તમે જાણો, પણ એની નાની દીકરી અને

એનું પાલન કરવાનું તમારે માથે છે, એ વાતનું ધ્યાન રાખશો. ગઇ કાલે તમારા ખાતામાંથી સો રૂપીઆ અપાઇ ગયા છે અને આવતે મહિને અપાશે."

"પણ મારે માથે આવો ખોટો આરોપ મૂકી તમો મને અન્યાય કરો છો! હું આવું અપમાન સહન નહી કરું. આપની નોકરી કરુ છું તેથી આપનું માન રાખવું જોઇએ. બાકી કોઇ બીજો હોત તો જોવા જેવું થાત. સાળાએ શાહુકારી બતાવી.

જોવા જેવું તો જ્યારે ભવાની સાથે તમારે પુનર્લગ્ન કરવાં પડશે ત્યારે થશે. હમણાં તો મૂગામૂગા મારી સલાહ માનો અને ભવાની અને તેની બાળકીના નિર્વાહ માટે આ નાની-સરખી રકમ આપતા રહો.

*　　*　　*　　*

"જુગલકીશોર માસ્તર તરિકે ગયા પણ પોતાની ઑફિસમાં હેડ કલાર્ક છે, એ જાણી કમળાબાને જરા લાગ્યું તો ખરું, પણ મરશે! મારે શું! મારા ઘરમાં તો નથી આવતોને! એમ કહી મનને મનાવતાં.

એમના છોકરાની વર્ષગાંઠ હતી એટલે હઠ કરીને બાળકો માસ્તરને ઘેર ગયાં હતાં, અને પાછાં આવતાં તેમની બહેનની દીકરીને લાવ્યાં હતાં. ઘરમાં આવતાં જ એમની વચલી દીકરીએ માતાના હાથમાં બાળાને મૂકી. ભરેલા શરીરની સહેજ પીળી આંખવાળી ગુલાબી

ફ્રૉકમાં વીંટાળેલી એ બાળકીને પ્રેમથી ઊંચકતાં કમળાબા બોલ્યાં: આની આંખો તો મારા જેવી છે. કોની છોકરી આ!” છોકરાંના મનમાં બીક તો હતી પણ હિમત રાખી જવાબ આપ્યો: “ અમારા માસ્તરનાં બહેનની!”

એમને જરા જગત ઉપર દાવા વિનાના આ બાળક તરફ ઘૃણા તો આવી પણ કુમળું નિર્દોષ મુખ તેમના મનુષ્યત્વને ખેંચી રહ્યું અને બાળાને હાથમાં જ રાખી.

બાળકો જાતજાતના અવાજથી બાળાને આનંદ આપવા મથવા લાગ્યાં. તેને માટે રમકડાં અને, બિસ્કિટની ભેટો આવવા માંડી, અને માને મૂકીને આવેલી બાળા પાછી જવાનું ન બોલે એવી સાવચેતી બાળકો રાખવા લાગ્યાં.

એટલામાં રણછોડદાસ આવ્યા. તેમણે પણ બાળાને રમાડી અને બોલ્યા “ કમુ! આનું મોઢું તને કોના જેવું લાગે છે! ધ્યાનપૂર્વક જો.”

થોડી વારે કમળાબહેન બોલ્યાં “ મોઢું તો ભાઇના જેવું લાગે છે.”

રણછોડદાસ હસ્યા અને બોલ્યા: “આ બાળકી, પેલા તારા બાપના પડોશમાં રહેતા ભૂદરદાસની વિધવાની છે. પેલી માથેરાન રહેતી હતી તેની!

કમળાબાના મુખ ઉપર શ્યામતા આવી. ત્રણ જ વર્ષની

વાત ઉપર બનેલા બનાવો યાદ આવ્યા અને બોલ્યાં ‘ ત્યારે આ માસ્તર એને જ લાવેલા છે ? ’

“ હા, તેનું કોઇ નહોતું ત્યારે માસ્તર એના થયા ” શેઠ બોલ્યા.

કમળાબા આખી વાત સમજી ગયાં. રણછોડદાસ જેવા સંસ્કારી પતિ પાસે રહેવાથી તેમનામાં થોડીઘણી સમજ આવી હતી. તેમને પોતાના ધર્માત્મા ભાઇ ઉપર તિરસ્કાર આવ્યો, અને માસ્તરની વીરતા માટે માન ઊપજ્યું. એ બોલ્યાં તો નહિ પણ એમની મૂક વાણી રણછોડદાસ સમજી ગયા.

*     *     *     *

બહેન, તમને થયેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત આ જ છે. તમે ના ન કહેશો. કમળાબાએ ભવાનીના ખભા ઉપર હાથ મૂકી સમજાવવા માંડયું.

“ કમળાબા, એ તમારા ભાઇ છે. મેં પણ એમને એક વાર પ્રાણસમા માન્યા હતા. પણ આજે એ ભાવનાનો નાશ થયો છે. હવે તો મારા ભાઇ જુગલભાઇની સેવામાં મને આનંદ આવે છે અને હું ટાઇપિસ્ટની પરીક્ષામાં પાસ થઇ છું એટલે મારો નિર્વાહ ચલાવી લઇશ. આજ સુધીના તમારા ભાઇના પૈસા જુદા જ પડયા છે. મારે તે ન ખપે! મારું વેચાણ બાપે ભલે કર્યું હોય! હું મારી જાતે નહિ કરું. મારી દીકરીને હું જુગલભાઇની દયાની ભેટ જ માનું છું.

એ તમારા ભાઈની દીકરી નથી. એમના મનથી તો એ આફત હતી, અને તેને લીધે તો એમણે મને રખડતી મૂકી હતી. બ્હેન, મને દોષિત કહેનારાંને કહેજો કે મને ખાસ દોષને માર્ગે દોરનાર પતિ દોષિત ખરો કે નહિ? સાઠ વર્ષના શક્તિહીન પતિને પરણાવનાર મારા પિતા દોષિત ખરા કે નહિ? અને મારી વય અને ઊર્મિઓનો લાભ લેનાર, મને છેતરનાર, નીતિમાન ગણાવા મારો ત્યાગ કરનાર યુવાન દોષિત ખરો કે નહિ? કમળા બ્હેન! નિર્દોષ જુગલભાઈને દોષિત ગણી તમે ઘરમાંથી નીતિના નામે હાંકી કાઢ્યા હતા પણ દોષિત જણાયેલા તમારા ભાઈને ઘરમાં રાખી શકો છો એ જ સમાજની નીતિ છે! વધારે કહી તમને શું કરવા દુઃખી કરું. હું તો જાઉં છું, પણ મારા જેવી કોઈ દુઃખીને માટે દયા રાખજો અને આજે મારા તરફ માયાળુ થયાં છો તેવી માયા દર્શાવજો. એને દોષિત ગણી હાંકી ન કાઢશો."

* * * *

કેશવલાલ સોલિસિટરની ઑફિસમાં ટાઇપિસ્ટ તરિકે રહેલી ગુજરાતણ સર્વેનું ધ્યાન ખેંચે છે. એના કાર્યની પ્રસંશા જ્યારે રણછોડદાસના ભાગીદાર જુગલકીશોર સાંભળે છે ત્યારે તેના મુખ ઉપર દુઃખમિશ્રિત હાસ્ય ફરકે છે.



# ૨

# મુક્તિ

આજે સવારથી મંગળભાઇને ત્યાં કાંઇક ગભરાટ જણાતો હતો. સ્રીના વિશ્રામઠામ સમાં કૂવા, તળાવ શોધવામાં આવ્યાં. વાવનાં જૂનાં પાણી ઉપરની લીલને પણ ખસેડાવી જોઇ. ઘરનો હવડ પડી રહેતો ત્રીજો માળ પણ શોધ્યો. પણ ક્યાંય પુષ્પાનો પત્તો ન લાગ્યો.

ગામમાં જાતજાતની વાતો ચાલવા લાગી. કોઇ કહે, મારીને સંતાડી છે ને ખોટી બૂમો પાડે છે. કોઇ કહે એ તો એ જ દાવના છે, ઠીક થયું, આખા ગામની ભાંજગડમાંથી હાથ ઉઠાવશે. કોઇ કહે બિચારી મુઝાઇને કંઇક નાસી ગઇ હશે. તો કોઇ કહે ધણીએ જ કાઢી મૂકી હશે.

વાત અને ગપ્પાંનાં જન્મસ્થાન સમાં 'પ્રભુમંદિરોમાં આજે પુષ્પાપુરાણ જ ચાલી રહ્યું હતું. આજકાલની છોકરીઓ ભણીને પાર ગઇ છે. આ જુઓને, મંગળભાઇના સુરેશની વહુ કંઇક નાસી ગઇ. ભણેલી છોકરીઓનાં હિતસ્વી (?) એક વૃદ્ધ બાઇ બોલ્યાં.

બીજાં સાધારણ ઉમરનાં પણ જરા બહાર ફરતાંહરતાં પરદેશ જઇ આવેલાં બહેને કહ્યું, શું કરે બિચારી ! આટલી નાની ઉમરનાં શોકયનો ભાર નહિ સહન થયો હોય તે પિયેર ચાલી ગઇ હશે ! !

ઘરડાં બૈરાંમાં ગણગણાટ શરૂ થયો: મરઘાભાઇ ત્રણ વાર અને છગનભાઇ ચાર વાર પરણ્યા છે, પણ કોઇ નાસી ગયેલુ સાંભળ્યું ય છે ? આ તો કળજગ આવ્યો છે.

પ્રજામાં જ જગત અને સંસારને સમાયલો માનનારાં એક ડોશી બોલ્યાં: પચ્ચીસ વર્ષની થઇ તોય કૂખ ના વશી અને શોક્ય આવી ત્યારે કડવું લાગ્યું ! !

આ સાંભળી એક મંદિરનો તમાસો જોવા આવેલી યુવ-

તિએ એ ડોશીના સામી મીટ માંડી અને સહેજ દમામથી બોલી: માજી, તમે કહો છો કે છોકરાં ન થયાં તે ફરી પરણેસ્તો. પણ પચીસ વર્ષ એ કાંઇ એવડી મોટી ઉમ્મર ન હતી કે એમના વર પરણી આવ્યા. અને આવા ભણેલા-ગણેલા, ખાદી પહેરનારા, આગેવાનમાં ખપવાનો ડોળ કરનારા, સુરેશભાઇ છોકરાં માટે પરણવા નીકળ્યા ? એમને શરમ ન આવી ? પુષ્પાબહેનના બાપના પૈસા ખાઇ ગયા ત્યારે એમને ન સૂઝયું કે આને પ્રજા નહિ થાય તો મારે બીજી વાર ઊઘલવાનું થશે, માટે આના પૈસા મારાથી ન વપરાય. અને એ પુષ્પાબહેન ફરી પરણે તો સુરેશભાઇ નભાવી લે ખરા કે ? જાણે વીજળી પડી હોય તેમ એ પાણીદાર યુવતીનાં વાકયો ઝબૂકયાં. પણ બીજી જ પળે ઘોર અંધકાર પાથરવા ટેવા-યલા વૃદ્ધ સ્ત્રીમંડળે એ હારેલી, બિનઅનુભવી યુવતીને રડાવી દીધી. એ રુઢીચૂસ્ત ભક્ત (?) મંડળ પુષ્પાના કૃત્યને વગોવતું પ્રભુને બારણેથી ઊઠ્યું.

પગથિયાં ઊતરતાં એક દયાળુ (?) બહેન બોલ્યાં, મોઇ રાંડ, કૂવે પડી હોત કે અફીણ ખાધું હોત તો એના બાપનું શું સત્યાનાશ જવાનું હતું ! બાપનું કુળ તો ન બોળત ! ! ધણી પરણ્યો તેમાં શું લેવાઇ ગયું ! ! !

પુષ્પા પરણીને આવી ત્યારે કેટલાયે ઉલ્લાસ અને અભિલાષાઓ સાથે આવી હતી. પણ એના કુળવાન સાસ-રિયાંમાં તો એણે પોતાની જાતને વધારાની વસ્તુ તરીકે જ જોઇ. એનો પતિ કોલેજમાં ભણતો ને રજાઓમાં જ ઘેર

આવતો. તે વખતે એનાં માતા હમેશાં કહેતાં : તારે લાયક વહુ નથી. ભાઇ, તને ગરદન માર્યો. બળ્યા એના બાપના પૈસા. નણંદ કહેતાં: મારા ભાઇ જેવાં ભાભી મળ્યા હત તો મારા ભાઇનું જીવન ઝળકી ઊઠત. સંસારમાં વહુ એ જ સુરેશના જીવનમાં કંટક રૂપ ગણાતી. સુરેશ આ બધું સાંભળતો અને હૃદયમાં અસંતોષ વધતો. છતાં ભણતોગણતો કૉલેજિયન વહુને તિરસ્કારીને જ બેસી રહેતો. કોઇ દિવસ હાથ ઉપાડતો નહિ. નાજુક અંગોવાળી અને નરમ સ્વભાવની પુષ્પા એની આંખે નિર્માલ્ય દેખાતી. પણ તેના ગૌર રંગ અને સુંદર આકૃતિથી એનું પશુત્વ પોષાતું અને મિત્રોમાં રૂપાળી વહુના વર થવાનું અભિમાન વૃદ્ધિ પામતું.

સંસ્કારી પુષ્પા આ બધુંયે સમજતી, પણ એનાથી એનો શો પ્રતિકાર થઇ શકે ? એને સાથ દેનાર કોણ હતું ?

સવારથી સાંજ સુધી ઘરનું વૈતરું અને સેંકડો તિરસ્કાર શબ્દોથી એનું તન, મન, થાકીને લોથ થઇ જતું. એને વરાળ કાઢવાની પણ જગ્યા ન હતી. કોઇ કોઇ વખત નાનપણનાં સ્મરણો એના હૃદયને હચમચાવી ચક્ષુને તરબોળ કરતાં. તેની સાસરાની સખીઓમાં જે હતી તે એના જેવી જ હાલત ભોગવતી. એટલે કોણ કોને સહાય કે શાન્તિ આપે ?

પુષ્પા ! તારું શરીર આવું કેમ થઇ ગયું ? તને શું થાય છે ? કોઇ વૈદ્ય કે ડૉકટરની સલાહ લઇએ. તારા શરીર સામે તો જો ? ક્યાં તારું પહેલાંનું શરીર અને ક્યાં આજનું ?

પુષ્પાના શરીરની હાલત જોઇ તેની માતાએ કલ્પાંત કર્યું.

માતાનાં ભાવભર્યાં વચનથી પુષ્પાને ડુમો ભરાઇ આવ્યો અને તે માતાની છાતીમાં મોં સંતાડી રડી પડી. હૈયાના ભારને હલકો કરી તેણે માતા સામે જોયું અને હસીને કહ્યું તમે તો અમથાં. મારા શરી ને શું થયું છે? મારે શું દુઃખ છે? માતાના હૃદયને પોતાના દુઃખથી આઘાત ન થાય માટે તે બોલી તો ખરી પણ બોલતાબોલતામાં તેની આંખોમાંથી અશ્રુ સરી પડયાં.

આજે જ આવેલી પુષ્પાને આમ રડતી જોઇ માતાના ઘડાયલા હૃદયમાં દિકરીનું દુઃખ સમજાયું. પણ તે કયા પ્રકારનું છે એ જાણવામાં ન આવ્યું. છતાંય એ માતાનું હૃદય હતું. વણબોલાયેલી વાચા માતા ન સમજે તો કોણ સમજે? બાળકના શ્વાસોશ્વાસમાં માતાના પ્રાણની હવા ફરતી હોય તેમ એ માને છે. પોતાના બાળક માટે માતા યમદૂતની સામે થવા હિંમત કરે છે, પણ દિકરીનાં સાસરિયાં સામે થવાની તેની હિંમત સમાજે હરી લીધી છે! એટલે સાસરિયાં સામે તે કંઇ ન બોલી શકયાં!!

પુષ્પાને આવ્યે પૂરો મહિનો પણ નહોતો થયો. હજી તો તે પોતાની બાળસખીઓ સાથે વાતો કરી ધરાઇ પણ ન હતી. તે કૃશ થઇ ગયેલા દેહમાં થોડું થોડુંજ રકત ભરાયું હતું. તેની ઊંડી ઊતરી ગયેલી આખોમાં પૂરું તેજ પણ નહોતું આવ્યું ત્યાં તો યમદૂત સમું સાસરીનું તેડું આવ્યું. આવાં

દયાહીન સાસરિયાંમાં દીકરી મરી જશે, એવી બીકવાળી માતાએ થોડી હઠ કરી કે હમણાં તો નહીં જ મોકલું. પણ જેના હૃદયમાં સદા ભયનું રાજ્ય હતુ એવી પુષ્પા 'રખે મને ન તેડે, રખે ફરી પરણાવે' એવી બીકમાં જવા તૈયાર થઇ ગઇ.

રડતી માતાને સમજાવવા પ્રયત્ન કરતો પિતા, પુરુષોચિત કઠીનતા છતાં રડી પડે ત્યાં સાસરે જનારનું પૂછવું જ શું ? રાતી થએલી આંખોવાળી, કુંકુંમચોખાથી શોભાયમાન, સૌંદર્ય અને કરુણાની મૂર્તી ગઇ. માતા રડતી નિસાસા નાખતી જોઇ રહી.

પુષ્પાના આવવાથી સુરેશનાં માતાને ઘણો જ ક્રોધ આવ્યો. વહુ ન આવે તો બહાનું કાઢી સુરેશને ફરી પરણાવી વળી કોઇક "કુળદીપક"માં ઝંપલાવા તૈયાર થયેલા "પતંગ"ના પૈસા પડાવવાની ધારણામાં તેમને નિષ્ફળતા આપનાર વહુ ઉપર તેમણે પગલેપગલે, રોષ દાખવવા માંડયો. તેની રસોઇમાં મીઠું વધારે નાખી દે, તેના વાળેલામાં ધુળ નાખે, તેના ગાળેલા પાણીમાં કચરો દેખાડે. આમ અનેક ભૂલો દેખાડવામાં તેઓ બધી બુદ્ધિ અને અક્કલનો ઉપયોગ કરી રહ્યાં હતા.

પેટપૂરતું ખાવાનું અને રાતભર ઊંઘવાનું પુષ્પાના નસીબમાં જાણે સર્જાયું જ ન હોય તેમ અર્ધી નિદ્રા અને અર્ધા અહારથી તેના દિવસો જતા. મૂગે મોઢે તે ઘર.
સઘળું વૈતરું કર્યાં જતી. તેને તાવ આવે તો ઢોંગ ગ

એ થાકેલી દેખાય તો ઢોંગ ગણાય. આવી તો કેટલી ય યાતનાઓ પછી એક દિવસ જેમ વર્ષાકાળમાં સૂર્યદર્શન થાય તેમ એના ભાગ્યાકાશમાં સૂર્યોદય થયો.

બી. એ. માં પાસ થયેલા સુરેશને મુંબઈમાં નોકરી મળી. આ સમાચારથી આનંદિત થયેલાં માતાપિતાએ શુભ મુહૂર્તે પુત્રને વિદાય કર્યો. માતાના હાથનું ભોજન અને બહેનના હાથના કુંકુંમચોખા લઈને સુરેશ મુંબઈ જવા નીકળ્યો તે પહેલાં પુષ્પાને મળ્યો. તેને કદીયે નહિ દેખાડેલા એવા પ્રેમથી હૃદય સાથે ચાંપી આશ્વાસન આપ્યું કે થોડા દિવસમાં હું તને મુંબઈ તેડાવી લઈશ. નહિ અનુ-ભવેલું પણ કલ્પનામાં હમેશાં સેવેલું સુખ પ્રત્યક્ષ થતાં પુષ્પાનાં નેત્રો આનંદના વારીથી છલકાયાં. આજ એને મીઠા જીવનની મોંઘી લહાણ મળી હોય એમ લાગ્યું. સુરેશ જતાં જતાં પણ ઉપરની બારીમાં સંતાઈને ઊભેલી પુષ્પાને નેત્રપલ્લવીથી આશ્વાસન આપવા ચૂક્યો નહિ.

એ નેત્રોનું મીલન એને સ્વર્ગના સુખ જેવું લાગ્યું પણ એ સુખ ઘણો વખત ટક્યું નહિ. તુરત જ નીચેથી કર્કશ વાણીમાં સાસુનો સત્તાવાહી અવાજ સંભળાયો. શા ઉપર મેડે ચડીને બેઠાં છો ! ધણી તમારે જ છે કે બીજાંને હશે ! આવાં વચનામૃતથી ટેવાયેલી પુષ્પા ઝટપટ આંસુ લોહી નીચે આવી ઘરકામમાં ભળી ગઈ.

પુષ્પાને મુંબઈ આવ્યે છ મહિના થઈ ગયા હતા. તેના

સંસારમાં આનંદથી ઉભરાતા કેટલાય પ્રસંગો આવતા, એના સાસરીના ઘષણથી ઘસાઇને આળા થયેલા હૃદયને સુરેશ ખૂબ સ્નેહથી પંપાળતો. ઘણી વખત તેઓ પુષ્પાની બાળસખી વિદ્યાને ઘેર જતાં અને ત્યાંથી સિનેમામાં જતાં. સુરેશના મિત્રોને ત્યાં પણ જતાં. સમુદ્રમાં ફરવા જતાં. કોઇ વખત નાટક જોવા પણ જતાં. સુરેશના મિત્રોમાં ઘણાખરા શ્રીમંત હોવાથી તેનો હાથ પણ જરા ઉડાઉ થઇ ગયેલો એટલે એ નાનાસરખા ઘરને શણગારવામાં અને પુષ્પાને સુંદર વસ્ત્રોમાં સજ્જ કરવામાં થતો ખર્ચ કોઇ વખત હદ વટાવી જતો.

ઘણી વખત તે ખુશખુશાલ પુષ્પાને લઇ ટેક્ષીમાં બેસી વીહાર કે તાન્સા સુધી પણ ફરી આવતો અને કોઇ વખત બે આનાના ખર્ચ માટે તેને ઠપકો દેતો. આ વિચિત્ર સ્વભાવમાં પુષ્પાને સમજ પડતી ન હતી. પણ તે સુખી હતી.

એક દિવસ સુરેશ ઘરમાં આવતાં જ નિરાશ વદને ખુરસીમાં પડયો. એના લથડતા પગ અને ઊતરેલું મોં જોઇને પુષ્પા લેવાઇ ગઇ. તે એની પાસે જઇ માથે હાથ મૂકીને બોલી, તમને શું થાય છે? કેમ ઢીલા થઇ ગયા છો? મારા સમ મને ન કહો તો.

સુરેશની આંખમાં સહેજ આંસુ દેખાયાં તે સંતાડવા આંખે હાથ ફેરવતો તે બોલ્યો, પુષ્પા! મારી નોકરી ગઇ. મારે માથે ત્રણહજાર રૂપિયા દેવું છે. એ લોકો તકાદો

કરે છે. હું તો આત્મઘાત કરીશ. પણ તારું શું થશે, એમ બોલતો તે રડી પડ્યો. કોમળ અને નરમ દેખાતી પુષ્પા રડતા પતિને જોઈ હસી પડી. ઓહો ! એમાં એવડું મોટું શું દુઃખ છે કે આત્મઘાત કરો. મારા મામાએ મને આપેલા રૂપિયા ૨૦૦૦) મારા બાપા પાસે છે તે, અને બાકીના ૧૦૦૦) મારા બાપા પાસેથી હું કાલે જ મંગાવીશ. પછી શું દુઃખ છે ? મારા સમ તમે જીવ બાળો તો.

સુરેશે પત્નિને હૃદય સાથે દાબી: રૂપિયા આવ્યા અને અપાયા. સુરેશના પિતાએ જાણ્યું કે સુરેશ સટ્ટામાં ખુવાર થયો છે. અને તુરત જ તેમણે તેને પાછો ગામ બોલાવી લીધો.

પાંચ વર્ષના અલ્પસુખ પછી પુષ્પા સાસુના સામ્રાજ્યમાં પાછી આવી. હવે તેના ઉપરના જુલમમાં વૃદ્ધિ થઈ. મુંબઇ જઇ શેઠાણી થઇને ફરી, પૈસો બચાવ્યો નહિ, છોકરાનું શરીર બગાડ્યું વગેરે અનેક વાગ્બાણ વેઠવા તેને તૈયાર રહેવું પડતું. વળી મુંબઇનાં હવાપાણીથી નબળા પડેલા શરીરથી કામકાજ પણ થોડું થતું અને અધૂરામાં પૂરું સુરેશ પણ તેના તરફ બેદરકાર થવા મંડયો. તે હવે તેની ખબર પૂછવાના અખાડા જ કરતો. ઘણુંખરું તે બહાર જ ફરતો. આખા ઘરમાં પુષ્પાનું કોઇ ન હતું.

રાષ્ટ્રના ઉદ્ધાર માટે થતા પ્રયત્નોનો બીજો તબક્કો આવ્યો. આઝાદીનાં ગીત ગવાવા લાગ્યાં, ધ્વજવંદન અને

પ્રભાતફેરીઓથી મહોલ્લા ગાજવા માંડયા. રુઢીના પડદા ચીરવા પ્રયત્ન થવા લાગ્યા. પણ પુષ્પાનાં કષ્ટપટ્ટ કોઇ રીતે ન ચીરાયા.

આજે સુરેશ એની ટુકડી સાથે ધરાસણા જવાનો હતો. એ પોતે ટુકડીનો નાયક હતો. સુરેશ માતાને મળવા આવ્યો. બા, હું જાઉં છું, એ શબ્દો સાંભળી માતા આવે તે પહેલાં લપાતીછૂપાતી પુષ્પા ઓરડાના બારણાની આડમાં આવીને ઊભી. તેના મનમાં આશા હતી પતિમીલનની પણ આઝાદી માટે લડવા નીકળેલા એ પતિની પત્નિ એટલી આઝાદ ન હતી કે તે પરસાળે આવી પતિને વિદાય કે પ્રોત્સાહન આપે.

કેટલાયે દિવસો પુષ્પાએ પતિના રક્ષણ માટે પ્રભુ-પ્રાર્થનામાં ગાળ્યા પછી એક દિવસે સાંભળ્યું કે સુરેશ આવે છે. અને તે ઉલ્લાસમાં આવી.

છૂટેલા કેદીઓ પોતપોતાનાં પ્રિયજનોને મળ્યા. ત્યારે પુષ્પાનો પ્રાણનાથ નમેરો બની ફક્ત માતાપિતાને જ મળી બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે કંસાર કરવાની આજ્ઞા પુષ્પાને અપાઇ. શા માટે કંસાર થાય છે તેનો ઉલ્લેખ એની પાસે કોણ કરે ! બાર વાગ્યાની ગાડીમાં સુરેશને ચાંલ્લો કરનારા આવ્યા, અને કંસાર જમી કંસાર રાંધનારીને શોકયવતી કરી, સુરેશના પિતાને લક્ષ્મીથી નવાજી, પાછા ગયા.

મિત્રો અને હિતેચ્છુઓના સમજાવવા છતાં ભણેલો ગણેલો કહેવાતો કેળવાયલો લેભાગુ અસહકારી ગમારપણામાંથી જરાયે ન ડગ્યો. મનુષ્યત્વ હાર્યું, પશુત્વ ફાવ્યું અને પુષ્પા ઉપર શોકય આવી. સુરેશના હાથમાં પૈસા આવ્યા. યુવાનોની કારકિર્દીમાં કાલીમા આવી.

પુષ્પાના દાગીનાની પેટી એની પેટીમાંથી કયારની એ અદૃશ્ય થઇ ગઇ હતી. તેની માનીતી ચીજો સાથેનો ઓરડો અને જેને તેણે પોતાનો પ્રાણ માન્યો હતો તે પ્રાણ પણ આજે બીજી વ્યક્તિની માલિકીમાં ગયાં.

વર્ષોથી વેઠેલાં દુઃખો અને બાપના વેડફેલા પૈસા આજે નિરર્થક ગયાં. એના હૃદયમાં ઉલ્કાપાત મંડાયો. એને મોંએ ડૂચો મારી વેઠવાનાં દુઃખો તરફ ઘૃણા આવી. જેમણે એના હૃદયને કચરી નાંખ્યું હતું તેમની હવે દરકાર શા માટે કરવી? જેને મારા હૃદયમાંથી વહેતા રક્ત પ્રવાહમાં પગ બોળાવી ઘરમાં આણી તેને કુંકુંમ પગલાંની ગણવા ઇચ્છે છે. મારે તેમની તિરસ્કારપાત્ર દયા ઉપર આ ઘરમાં શા માટે રહેવું? એવી નિર્માલ્ય મારે શા માટે થવું? હું ગમે ત્યાં જઇશ. મારો નિર્વાહ હું પોતે જ કરી લઇશ. આ લક્ષ્મીલોલુપોના ઘરની છાયા મારે માટે ત્યાજ્ય છે. કોઇ આશ્રમ કે સંસ્થામાં રહી સ્ત્રીસેવામાં મારું જીવન વ્યતિત કરીશ. મારી સહાયક મારી શ્રદ્ધા અને શકિત થશે.

રાત્રીના ચાર વાગ્યે મંગળભાઇનાં બારણાં ધીમેથી ઉઘડયાં અને વસાયાં તે કોઇએ જાણ્યું પણ નહિ. વાતાવરણમાં ગંભીરતા જણાઇ. વણબોલાયલા શાપ તેમાં ઘૂમી વળ્યા.



## ૩

# નિર્દોષ ગુનેગાર !

દશ વર્ષની સખત જેલ, એ કાંઇ જેવી તેવી સજા તો નહિ જ કહેવાય ! મોટી ઊંચી ભીંતોની પાછળ નાની ભીંતો અને તેમાંયે એક ઓરડાના તાળામાં પુરાઇ રાત્રી ગાળવી એ સાધારણ વાત તો નથી ! પણ દુઃખી પાર્વતી આજ બે જોડી વર્ષ એ ભીંતોમાં ગાળી ચૂકી હતી.

હજી એને કેટલાં વર્ષ કાઢવાનાં છે તે કોઇ કોઇ દિવસ પોતાની જેલની સહચરીઓ પાસે ગણાવતી.

એ જેલમાં આવી ત્યારે ઘણું રડતી. એને ખાવા આપેલા રોટલા તે કચરાના પીપમાં નાખી દેતી. પહેરવા આપેલી સાત રતલની સાડી તેના કુમળા દેહના ગજા ઉપરાંત હોવાથી તે બેરેકમાં જતાં જ કાઢીને ફેંકી દેતી. અને તે એ યાતના સહન કરે એવડી અને એવી હતી પણ ક્યાં? જ્યારે બીજી એના જેવડી છોકરીઓ ખેતરોમાં ઝાડ ઉપર ચડી ફળ તોડી ખાતી હતી ત્યારે એ ભયંકર લાગતી જેલના કિલ્લામાં સબડતી હતી.

એનો ખૂન કર્યાનો ગુનો નોંધાયો હતો; એને વીશ વર્ષની જેલ હતી પણ તેની પંદર વર્ષની બાળક વય ધ્યાનમાં લઇ સરકારે દયા દર્શાવી સજા અર્ધી કરી હતી. એને માથે આરોપ હતો તેના પતિના ખૂનનો! એને આ વર્ષમાં પીળી સાડી આપવામાં આવી હતી. અને તેને માથેથી કામનો અસહ્ય બોજો અને ક્ષણે ક્ષણે થતાં અપમાનોનું વાદળ વીખરાયેલું જણાતું હતું એટલે જ હવે તેને પોતાના દુઃખનું ભાન થવા માંડયું હતું.

પાર્વતીની અગિયાર વર્ષની ઉમરમાં તો એની જ્ઞાતિમાં સારા ગણાતા એક પૈસાપાત્ર માણસ સાથે એનાં લગ્ન થઇ ગયાં હતાં. એનો પતિ પોતાનું ગામ છોડી મુંબઇમાં રહેવા આવ્યો ત્યારે પાર્વતીને પણ સાથે લાવ્યો હતો.

પાર્વતીની ઉમરના પ્રમાણમાં તેનો ઉઠાવ સારો હતો તેનો દેહ સપ્રમાણ હતો.

ખાસ કરીને એના વાંકા વાળ અને મોટી કાળી આંખ એની શોભામાં વધારો કરતાં હતાં. તે અભણ પણ ચતુર હતી.

તેનો ધણી સારું કમાતો હતો એટલે તેની જ્ઞાતિના બીજા લોકો વચ્ચે પાર્વતી સોનાના દાગીના, અને રેશમી વણાટની સાડી પહેરીને ફરતી ત્યારે એની બીજાને ઇર્ષ્યા આવતી. એના ધણીને દાગીનાનો શોખ હતો. તે પોતે પણ હાથે પોંચી, ઘડિયાળ, ગળામાં સાંકળી, અને હાથમાં ત્રણચાર વીંટી પહેરતો. અને આવા સોનાના દાગીના એની આખી જ્ઞાતિમાં બીજા કોઇ પાસે હોય એમ જણાતું ન હતું, એટલે તેના પિત્રાઇઓ તેના ઉપર મનથી ખૂબ બળતા. મુંબઇ આવ્યે ત્રણચાર વર્ષ થઇ ગયાં હતાં. જ્યારે પાર્વતી કાંઇક ઉમર-લાયક થઇ હતી ત્યારે એના ગામમાં જઇ ગણપતિ ઉત્સવ કેરવાની હોંશ લક્ષ્મણને થઇ અને તે પાર્વતીને સાથે લઇને પોતાને ગામ ગયો હતો, તે દિવસની યાદ આવતી ત્યારે, પાર્વતી ખોબો આંસુ પાડતી. ઘણી વખત ગવાઇ ગયેલી એ કરુણ ગાથા પોતાની સહવાસી બ્હેનોને ફરી ફરીથી એ કહેતી ત્યારે, કારાવાસની કઠોરતાથી કઠીન બનેલી છતાં આખરે સ્ત્રીહૃદયવાળી, તેઓ આંખ ભીની કરી એ સાભળતી. વીત-કની વાત કરતાં પાર્વતી થાકતી નહિ. એ પોતાને ગામ જ્યારે તેના ધણી સાથે આવી ત્યારે ગળામાં હાર અને હાથમાં

વીશ તોલાની પાટલી સાથે બંગડીસાંકળાં કેવાં પહેર્યાં હતાં તે બોલતાં તેના મુખ ઉપર આનંદ ફેલાતો, અને પોતાને ઘેર જ્યારે ગણપતિ બેસાડયા ત્યારે અને પાછા પધરાવ્યા ત્યારે કેટલું ખર્ચ કરેલું તેનું વર્ણન કરતાં તેના મુખ ઉપર લક્ષ્મીમદ ઝબુકા મારી જતો. એક દિવસ એણે પોતાની સહવાસી પાસે વાત કરતાં પોતાના ધણીના મરણનું સ્મરણ તાજું કર્યું ત્યારે તેની આંખમાં અષાડશ્રાવણ વર્ષી રહ્યો. તે બોલી, અરેરે ! તે દિવસની વાત કેમ કરીને કહું. મોડી રાતે ગણપતિ વળાવવા આવેલાં મારાં સગાંઓ પ્રસાદ લઇ વિદાય થયાં તોપણ મારા ધણી ઘેર આવ્યા નહી ત્યારે મને ફિકર થઇ ને મારા કાકાસસરાના છોકરાની વહુને હું પૂછવા ગઇ ત્યારે તેણે કહ્યું મારા ધણી પણ હજુ નથી આવ્યા. આવશે, બધા સાથે ફરવા ગયા હશે. પણ કોણ જાણે શાથી, મને ભય લાગવા માંડયો. મારી જમણી આંખ ફરકવા માંડી, મારા કાળજામાં ધબકારા થવા લાગ્યા અને ઇશ્વરનું નામ લેતી હું મારા ઘરમાં આવી અને મારી દૂરની પિત્રાઇ નણંદને મારો ધણી ઘેર આવે ત્યાંસુધી મારી સાથે બેસવા તેડી લાવી. હું આખો દિવસ ગણપતિવિસર્જનના કામથી થાકી ગઇ હતી એટલે ઊંઘી ગઈ. રાત્રિના આશરે ચાર વાગ્યા ને વખતે મારી પીત્રાણ જેઠાણી–મારે કોઇ સગું તો છે જ નહિ – મને ઉઠાડવા આવી. એની પહેલી બૂમે હું સફાળી બેઠી થઇ ગઇ અને બારણું ઉઘાડીને તેની પાસે આવી. તેણે મારો હાથ પકડી કહ્યું: ચાલ, ચાલ, તારો ધણી પેલી બળદની ઓસરીમાં સૂતો છે. તેને કાંઇક થયું છે.

મારા તો રામ જ રમી ગયા. હું મારા ઉંમરા ઉપર જ બેસી પડી. ભગવાને મને ચેતાવી હત તો હું ત્યાંથી ઊઠત જ નહિ. પણ મારું નસીબ જ વાંકું તે ત્યાંથી ઢસડાતા પગે હું પિત્રાણનો હાથ પકડીને મારા ધણી પાસે પહોંચી. તે ખાટલામાં પડયા હતા. તેનાં લૂગડાં લોહીથી તરબોળ હતાં. તેના હાથના સોનાના પટાવાળા ઘડિયાળનો કાચ ફૂટેલો હતો અને તેના માથાના વાળમાં લોહી થીજી ગયું. તેના મોઢા ઉપર લોહીના રેલા હતા. અરેરે, એ વાત કહેતાં મારું કાળજુ કંપે છે. ભગવાને મને કેમ ન મારી નાખી અને આ નરકમાં નાખી.

એમ બોલતાં એ રડી પડી. તેની વાતમાં ડૂબી ગયેલી તેની સાથી બહેનોએ તેને પાણી પાયું અને કહ્યું કે રહેવા દે, તારાથી ન કહેવાય તો જવા દે એ દુઃખની વાત.

પાણી પીને જરા ટટાર થઈ પાર્વતી બોલી, મને કહેવા દો. એ કહેવાથી મારા મનને કાંઈક સંતોષ થાય છે. એ જૂનાં દુઃખોનો ભાર જાણે હળવો કરતી હોય તેમ આગળ બોલવા લાગી.

મેં મારા ધણીના શરીર ઉપર પડતું જ નાખ્યું અને બાથ ભરીને બેઠો કરવા મંડી. પણ તેનાથી બેઠું થવાયું નહિ. તે મંદ સ્વરે બોલ્યો, પાર્વતી! મને ગોવિંદ અને શીવાએ માર્યો છે. તું...પો....લી....સ....ને....ક....એટલું બોલતામાં એનો પ્રાણ નીકળી ગયો. હું એના મરેલા શરીરને વળગી પડી. મારી આખી સાડી અને મારા હાથ

લોહીથી ભરાઇ ગયાં તેની મને ખબરે ન રહી.

મારી આંખોએ અંધારાં આવી ગયાં અને જાણે હું ઊંઘી ગઇ હઉં તેમ મને થયું. હું જ્યારે જાગી ત્યારે મારી ઓસરી બે પોલીસ સિપાઇઓ મારું ધ્યાન રાખી બેઠા હતા. મને દાકતર કાંઇક સુંઘાડતો હતો. જાગતાં જ મને મારા ધણીના મરણની યાદ આવી અને મેં છાતી કૂટવા માંડી. પણ દાકતરે મારા હોથ પકડી ઠંડી પાડી. થોડી વારે દાકતરની દવાથી મારામાં કાંઇક ચેતન આવ્યું ત્યાં તો પોલીસે મને કહ્યું, ' ચલો ચોકી મેં. ' આ એના હુકમ સામે મારાથી શું બોલાય ? હું કાંઇ જાણતી ન હતી કે શા માટે મારે ચોકી ઉપર જવું. મારી પિત્રાણ મારી પાસે જ ઊભી હતી. તેની સામે મેં જોયું પણ તે તો નીચું જોઇને ઊભી જ રહી, પણ દાકતરને મારી દયા આવી. એણે કહ્યું, બાઇ ! તારા ધણીના મરણ સંબંધી પૂછવા તને પોલીસ લઇ જાય છે. તું ડરીશ નહિ.

મને ચોકીમાં ચાર દિવસ રાખી. રોજ એક હવાલદાર મારી પાસે આવી મને સમજાવતો કે તું કહેજે કે ' મારા ધણીએ મને મારી હતી તેથી મેં તેની ઉપર પથ્થર ફેંક્યો હતો. એટલે તને કોરટ છોડી દેશે. ' પણ મેં તો કહ્યું કે મારા ધણીએ ગોવિંદ અને શીવાનું નામ દીધું છે. તે હું તો એનું જ દઇશ.

પણ જ્યારે મેં જાણ્યું કે મારી સાડી અને ચોળી લોહી-

વાળી હતી, તે પોલીસમાં પુરાવા તરિકે મારા જેઠ ગોવિંદ અને શીવાએ આપી છે, અને ખૂનનો ગુનો મારે માથે જ આવ્યો છે, ત્યારે મારા મનમાં ખૂબ ગભરામણ થઇ, અને હવાલદાર તથા મારા જેઠ ગોવિંદના શીખવ્યા પ્રમાણે મેં કહ્યું તે ફોજદારે લખી લીધું અને એ કાગળ ઉપર મારો અંગુઠો દબાવી લીધો.

મારો કેસ ચાલ્યો. કોરટમાં પણ એ જ પ્રમાણે કહેવું, એટલે છૂટી જવાશે એમ મને શીખવાડવા મારી પિત્રાણ આવતી. એ મારે માટે હમેશ સારું સારું ખાવાનું કરી લાવતી અને મને ખુશ રાખવા અનેક વાનાં કરતી.

જ્યારે કેસ ખલાસ થયો અને મને દશ વર્ષની સજા થયાનું જાણ્યું ત્યારે મેં કપાળ કૂટયું. પણ પછી એ શા ખપનું હતું. ફરતી ફરતી આ ત્રીજી જેલમાં આવી છું. હજુ તો છ વર્ષ કાઢવાનાં છે. કદાચ બે વર્ષ માફીનાં કપાશે તોય આઠ વર્ષ પછી મને મારા ગામમાં કોણ ઓળખવાનું હતું ! હું કોનો પાસે જવાની હતી ! મારી મિલકત તો મારા વારસ હોવાનો દાવો કરી પેલા ખૂનીઓએ કયારનીય લઇ લીધી છે. ભગવાને કોઇ દિવસ દયા તો કરી નથી પણ જો કરવાનો હોય તો મને મોત આપે તો છૂટી જાઉં.

વીશ વર્ષની પણ પૂરી ઉમર જેની નહોતી થઇ તેવી એ પાર્વતી મોતની આકાંક્ષા રાખતી આખરે થાકીને પથારીમાં પડી. અને એ કાથાદોરડીના કઠણ બિછાનામાં એનો કુમળો દેહ સમાઇ ગયો.

# ૪

# ચંપા મીલનો મૅનેજર

ચંપા મીલમાં નવા મેનેજર આવ્યા પછી ઘણી નવાજૂની થઇ હતી. પ્રથમ તો એ જૂની મીલમાં, રંગરોગાન ને સમારકામથી, વર્ષોથી ઘર કરીને વસેલાં ચામાચિડિયાંનાં કુટુમ્બોને રખડતાં કરવામાં આવ્યાં હતાં. જૂનાં જાળાં પોતાના નિરુપયોગીપણાની પ્રતીતિ

કરાવતાં એકાદ મજૂરના લાંબા ઝાડુ વડે ભૂમીશાયી થયાં હતાં. કેટલાંયે વર્ષોથી પડી રહેલી જૂની નકામી વસ્તુ-ઓનો જથો મરેલા ઊંદરને સાચવવાની ચાલતી આવેલી નીતિની સાબિતી આપતો હતો, તેનો આ નવા મૅનેજરે નાશ કરાવ્યો. ત્રણ દાયકાથી ચાલતા દીવાઓનો પણ ઉદ્ધાર થયો. અને તેની જગ્યા ચકચકિત વિજળીના દીવાઓએ લીધી હતી. અને ફરનીચરથી માંડીને ઠેઠ કામદારો સુધી જૂનાની જગ્યા નવાએ લીધી હતી.

આમ મૅનેજરની બાહોશીથી મીલ ઝગઝગાટ થઇ હતી. અને માલિકોને ખર્ચ ઓછામાં ઓછો લાગ્યો હતો. એટલે શેઠિયાઓ મૅનેજરની પ્રશંસા કરવા માંડે એમાં નવાઇ શું ? ઘણી વખત એવું બને છે કે જૂના માણસો શેઠિયાઓ કરતાં પણ વધારે દાદાગીરી કરે છે. પણ મિ. ચીમનલાલે એ જૂનાં ખરજવાંને તો ક્યારનાંયે ટાળી દીધાં હતાં. બદલામાં નોકરી મળવાથી ઉપકારવશ થયેલા નવા માણસો શિયાળ સમ જુદી જુદી ખુશામત કરતા હતા અને તેઓને ઓછા પગારના કામદારો મેળવીને મૂડીમાં વધારો કરી આપવા માટે ડિરેક્ટરો શાબાશી આપતા હતા. આટલી બધી ખુશાલીમાં મૅનેજર અને જેમને એક અથવા બીજે રસ્તે ફાયદો થયો હતો તેવા માણસો આનંદમાં મોજ માણતા હતા, ત્યારે નોકરીમાંથી કાઢવામાં આવેલા કોડીબંધ શ્રમજીવીઓ લોહીનાં આંસુ વરસાવતા હતા. વીસ વીસ, અરે પચીસ વર્ષની નોકરી કરી કરી જેમણે જાત ઘસી નાખી હતી તેમને

અશક્ત અને નબળાં ગણીને કાઢી નાખવામાં મૅનેજરને તેમનાં બાળબચ્ચાંની કે તેમના વૃદ્ધ જીવનની જરાયે દયા આવી ન હતી. તેના વણિક હૃદયમા કેવળ પોતાનો સ્વાર્થ દેખાતો હતો. પોતાની જ ઉન્નતિમાં એણે ગઇ કાલે મીલના આધાર રૂપ ગણાતાં જબરજસ્ત માણસોને આજે ઘસાઇ ગયેલા મશિન સમ સમજી ફેંકી દેવામાં કેવળ મૂડી-દારોને લાભ કરી આપ્યો હતો. મૅનેજરને તો નોકરી ટકે કે બે પાંચ હજાર બાર મહિને પોતે વધારે ખાટે એ સિવાય બીજો લાભ ન હતો. ટૂંકમાં જેને પોતાના થોડા લાભ માટે દુઃખીઓનાં સેંકડો જીવન ધૂળમાં રોળાવતાં ખટકે નહિ તેવા મનુષ્યોમાંના એક તે ચીમનલાલ મૅનેજર હતા.

મીલમાંથી હડસેલી કઢાયલાં શ્રમજીવીઓમાં સહુથી વધારે અનાથ 'જમનાં' નામની એક વૃદ્ધ રબારણ હતી. એનામાં આજે રબારણની સુંદરતા કે વીરતા રહી ન હતી. પણ જ્યારે તે પોતાના પાડોશી ગાંગજી સાથે મીલમાં કામ કરવા આવી હતી ત્યારે એનામાં ઝાંખાં ઝાંખાં એ ઉભય તેજ દેખાતાં હતાં. પણ આજ વીસ વર્ષની નોકરી પછી એની આકૃતિ જીવતા સ્ત્રી કરતાં પ્રેતને વધારે મળતી આવતી હતી. તેને ગયે મહિને પગારમાં સાત રૂપીઆ ઓછા મળ્યા હતા; કારણ તેનાથી થોડાં સૂતરનાં કોકડાં ગુંચવાયાં હતાં. હજારો રૂપીઆના ગોટાળા માફ થઇ શકે, કારણ તેવી ભૂલો માત્ર પૈસાદાર માલિકોને જ કરવાનો હકક છે. અશક્ત મજૂરણ બે પાચ રૂપીયાનું સૂતર બગાડે એ મીલ

જેવા 'દેશહિતાર્થે' ચાલતા ખાતામાં ચલાવી લેવાય જ નહિ એવાં સુંદર સૂત્રો શીખેલા કારકુને ચાલુ મહિનામાં નોકરી વિનાની થતી જમનાંના પગારમાંથી સાત રૂપીઆ કાપ્યા હતા. અને તે જોઇ જમનાંના હૈયામાં અંગારા ધીકી ઊઠયા. 'હાય ! હાય ! હવે હું શું કરીશ ? હું ખાઇશ શું ? " એમ સ્વગત બબડતી એ મૅનેજરની ઑફિસે ગઇ. મૅનેજર સાહેબ તો કયારનાયે આરામ લેવા બંગલે પધારી ગયા હતા. પણ તેમનો દોઢસો રૂપીઆનો પગારદાર કારકુન દીવાના તેજમાં પોતાની આંખો તાણી પગારમાં વધારો મળે તેવું 'સુંદર' કામ કરી રહ્યો હતો, તેની પાસે જમનાં આવીને ઊભી રહી અને બોલી: 'ભાઇ, મારો રોટલો તો ટાળ્યો પણ મારો પગાર પણ કાપ્યો ? થોડી દયા રાખતાં શીખો.'

દયા તો કારકુને પોતાના ગરીબ માબાપના ગામમાં જ દાટી દીધી હતી ! હવે તો તે શહેરી ને દોઢસોનો પગારદાર હતો એ વાત જમનાં જેવી ભલી ગ્રામ્ય મજૂરણના ધ્યાનમાં ન રહી અને બોલી, "ભલા થઇ મારા સાત રૂપીઆ ન કાપશો. નોકરી તો ગઇ. હવે હું શું કરીશ ? કયાં જઇશ ? " એ ઘણી વખત બોલાયલા શબ્દો તેનાથી ફરી બોલાઇ ગયા.

કારકુનને કામ પરવારી ઘેર જવાની ઉતાવળ હતી. આજ તેના દિકરાની વર્ષગાંઠ હતી. આ ડોશી જોડે તે કયાં માથાકૂટ કરે. તેણે ટેબલ ઉપરના કાગળમાં જ ધ્યાન રાખી

બેદરકારીથી કહ્યું, " જા નીકળ! નકામી જીવ ના ખાઇશ. હું કંઈ તારા એકના કામ ઉપર નથી બેઠો. " ક્ષણે ક્ષણે સાહેબની ખુશામત કરનાર, મીઠું બોલનાર કારકુનની મિષ્ટ વાગ્ધારા આગળ વહેવા લાગી, "કામમાં નિત્ય નુકસાન કરવું ને પગાર કપાય ત્યારે કરગરવા બેસવું! લોકો કેવા હરામી થઇ ગયા છે!"

'નિમકહલાલ' કારકુને ચાર વર્ષની નોકરીમાં તો પત્નીને પાંચ હજારના દાગીના અને પુત્રની જનોઇ કરી નાખી હતી અને બેંકમાં સારી રકમ જમા કરી હતી. તે વાતની આ ગરીબ મજૂરણને કોણ ખબર આપે! કારકુનના શબ્દો આજે નવા ન હતા. એવાં પ્રવચનો તો કેટલીયે વાર પોતાનાં સાથીઓએ અને પોતે સાંભળેલાં હોવાથી જમનાં ધીમેથી બોલી:

" ભાઇ, તમે ધારો તો આટલું ગરીબનું કામ કરી શકો તેમ છો. "

" જો ડોશી! તને ત્રણ રૂપીઆ તો શેઠિયાઓએ નોકરી-માંથી રજા આપતાં બક્ષીસ આપ્યા છે. પછી કેટલુંક જતું કરે! તું તો એક, પણ તારા જેવાં કેટલાંય છે! ખાલી ત્રણ રૂપીઆમાંજ કેટલું ખર્ચ પગાર ઉપરાંત થઇ ગયું." વર્ષ દિવસે ત્રણસોનું ઇનામ લેનાર યુવાન કારકુને જ્યારે વૃદ્ધ અશક્ત જમનાં આગળ પોતાની દલીલ રજૂ કરી ત્યારે જમનાં દિગ્મૂઢ થઇ ગઇ. તેને એ ખુરશીની ખુમારીવાળા કારકુન પાસે કાલાવાળા

કરવામાં પોતાની ભૂલ લાગી. એને ખૂદ મૅનેજર પાસે જવાનું ડહાપણભર્યું લાગ્યું.

*    *    *    *

"સાહેબ! કોઇ ડોશી આપને મળવા માગે છે." મૅનેજરના નોકરે ખુરશીમાં ઝૂલતા સાહેબને ખબર આપી.

"કોણ છે? શું કરવા કંપાઉન્ડમાં આવવા દીધી?" એમ નોકરને ધમકાવતા મૅનેજરસાહેબે સામે દૃષ્ટિ કરી તો જમનાને બંગલાનાં પગથિયાં ઉપર જોઇ. ડોશી તો સામે આવી જાણે કાંઇ સંજ્ઞામાં સમજાવતી હોય, જાણે કોઇ જૂનાં નવાણ ગાળતી હોય! જાણે સાપના રાફડા પાસે આશાથી દાટેલું ધન કાઢવાની હિંમત કરતી હોય, મૅનેજરસાહેબની સ્વાર્થી તેજસ્વી આંખોમાં પોતાની ઝાંખી આંખોથી કાંઇક યાદ દેવરાવવા મથતી હોય તેમ વેધક વાણીથી બોલી: "ચિમનભાઇ! બાપુ! તમે મને કાઢી મૂકશો? આ ઉંમરે હું ક્યાં જઇશ? હું શું ખાઇશ? ભાઇ! તમે મારું ઘડપણ પણ નહિ જુઓ?" ડોશીના વચનોએ ચિમનભાઇના હૃદયમાં સહેજ કંપ ઉત્પન્ન કર્યો. પણ સેંકડો મજૂરોના વલોપાત સાંભળીને પાષાણમય બનેલું હૃદય બીજી જ ક્ષણે કમળપત્રવત્ બની ગયું. અને તે બોલ્યા 'હું શું કરું? જમના! કાંઇ મીલ મારી છે? અને તારાથી કામ નથી થતું તે તો તું પણ ક્યાં નથી જાણતી?"

'પણ ભાઇ! મારી દયા તમને નહિ આવે તો કોને

આવશે? વીશ વર્ષથી મજૂરી કરીને જાત ઘસી નાખી અને આજ તમારા કારભારમાંયે મારે ભૂખે મરવાનું? રોટલા માટે રઝળવાનું! ભાઇ! તમારું દિલ ચાલશે મને રઝળાવતાં?" જમનાંએ પથ્થરને પ્રશ્ન પૂછ્યો હોય તેમ એને ઉત્તર મળ્યો નહિ. એકાદ ક્ષણ ચૂપકીદીમાં વિતાડી ચિમનભાઇ બોલ્યા, "તું જાણે ને તારું નસીબ જાણે!" અને ઊઠીને અંદર ગયા

હતાશ જમનાંની આંખે અંધારાં આવ્યાં અને એણે પાસેનો થાંભલો ઝાલી લીધો. તે લથડિયાં ખાતી, ધીમે ધીમે મૅનેજરના કંપાઉન્ડની બહાર નીકળી અને પાછળ લોખંડનો દરવાજો કડકડ અવાજ કરતો બંધ થઇ ગયો. આગળ ચાલતી જમના મીલનો મોટો ઝાંપો પણ વટાવી ગઇ. પણ એને તેનું ભાન ન હતું. આજ તેના હૃદયમાં કોઇ દિવસ નહિ અનુભવેલું દર્દ ઉભરાયું હતું તે મીલ સામેના મેદાનમાં એક લીમડાના થડને અઢેલી માથે હાથ દઇને બેસી ગઇ. એના વૃદ્ધ અને થાકેલા મગજમાં ઘણા દિવસે જૂના સ્મરણો તાજા થયાં. ભૂતકાળની સૃષ્ટિમાં તે સરવા લાગી.

તે દિવસ એને યાદ આવ્યો કે જ્યારથી બેરખા ગામના વિનાશનો પાયો નંખાયો હતો. સાંજના સૂરજ ઘેર બેસતો હતો. ગામનાં ઢોર પાછાં ફરતાં હતાં. ગોવાળિયા દુહા બોલતા ગામ ભણી વળતા હતા ત્યારે હું મારા નાના ઘરની ઓસરીમાં મારા છગનને ખોળમાં લઇ બેઠી હતી; મારો ધણી મોતી ગાયો લઇ ચારવા ગયો હતો. દીવા કરવાનો

વખત થઇ ગયો હતો એટલે હું છગનને પટાવી ખોળામાંથી ઉતારવાનું કરતી હતી એટલામાં ધૂળના ગોટા વચ્ચે મેં મારા મોતીને–મારા છગનના બાપને– એક કોઇ અજાણ્યા સાથે આવતો જોયો. ઘરના આંગણાંમાં આવતાં જ મોતી બોલ્યો: ' લે, હાંભળે છે કે? આ ભાઇ આપણા મેમાન છે." મેં છગનને કેડમાં લીધો અને એક હાથે ખાટલો ઢાળી દીધો. પાણીનો લોટો લાવી દીધો અને કીધું: 'ભાઇ! પાણી ત્રાંબાના બેડાનું છે. એ મેમાન વાણિયા હોવાથી મેં તેમને જમવામાં સુખડી કરી આપી અને ઉપર તાણ કરીને દૂધ પાયું. પછી મારા ઘરમાં એમને ઉતારો આપ્યો અને એ નિરાંતે રહ્યા. તેમની પાસે પાંચેક રૂપીઆ હતા, તે મને પટારામાં મૂકવા આપેલા. બિચારા બહુ જ ગરીબ માણસ હતા એટલે તેમને દૂધ અને ઘી તો અમે જ આપતાં. મારા પાછલા ઘરમાં એમનો ચૂલો અને ખાટલો આખો દિવસ નજરે પડતો. આજે પણ તે નજરે તરે છે. પછી તો ધીમે ધીમે તેમણે લોકોને રૂપીઓ રૂપીઓ ધીરવાનું કામ શરૂ કર્યું. એ એક રૂપીઆનું વ્યાજ રોજનો એક પૈસો લેતા ને દશ શેર ડાંગર લેતા. નહિ તો બે મણ ડાંગર ને બે આના લઇ રૂપીઆ છોડી દેતા, ધીમે ધીમે એમની પાસે થોડી મૂડી થઇ એટલે એ વીજકોરભાભીને ( હું તેને ભાભી કહેતી ) તથા તેમના નાના કીકાને લઇ આવેલા. એમની પાસે પૈસા થયા તોપણ છગનના બાપ દૂધ તો અમારે ઘેરથી જ અપાવતા અને કોઇ કોઇ દિવસ ઘી પણ અપાવતા. સોમચંદ શેઠ અમારા ગામમાં પરદેશી મટીને ગામના જ શેઠ ગણાવા લાગ્યા. તોપણ વીજ-

ફોર ભાભી તો મને જમનાબા કહીને જ બોલાવતાં હતાં. અને તેમનો છોકરો બોલતાં શીખ્યો ત્યારે ફોઇ કહેવરાવતાં. સોમચંદનો વેપાર ઘણો સારો ચાલતો હતો. અમારા ગામમાં ઘણા દાણા પાકતા, એટલે રૂપિયાની બે મણ ડાંગર મળતી પણ સોમચંદ શાહે એક જણની ડાંગર શહેરમાં વેચાવી, તે રૂપિયાની સવા મણ લેખે વેચાઇ ત્યારથી અમારા ગામમાં દાણા વેચવાનો રોગ બધાંને લાગુ પડચો. લોકોના હાથમાં પૈસા રોકડા આવવા લાગ્યા. પછી તો શેઠે એક દુકાન કરી તેમાં મોટા શહેરમાં મળે તેવા જૂઠા દાગીના, રમકડાં, રૂપાળાં લૂગડાઁ વેચવા લાગ્યાં અને જાડા પછેડા ઓઢનારી અમારા ગામની બાઈઓ એ ઝીણા સાડલા ઓઢવા લાગી અને જૂઠા દાગીના પહેરવા મંડી ત્યારે ગામના ઘરડેરાઓએ કેટલુંય સમજાવવા માંડેલું પણ અમારાં નશીબ જ વાંકાં તે કોઇએ સાંભળ્યું જ નહિ. પછી તો શેઠની દુકાને મીઠાઇ પણ વેચાવા માંડી અને ગામનાં છોકરાં હાથમાં પૈસો પૈસો લઇ શેઠની દુકાને ફરી વળવા લાગ્યાં ગામમાં થોડા દિવસ તો ખૂબ જ મઝા દેખાણી, પણ ધીમે ધીમે ગામનાં ઢોર વેચાવા લાગ્યાં અને ઉનાળામાં અને જેઠ મહિનામાં તો અમારા ઘરમાં અનાજ પણ ન હોય. શેઠની લાગવગથી શહેરમાંથી માંડમાંડ રંગૂનના ચોખા મળે ત્યારે છોકરાં ખાય એવી દશા આવી. ગામના લોકના જે હાલ થયા તે મારાયે થયા. મારાં ઢોર, ઘર, બધુંયે ગયું. છેવટે મારી રહેલી પૂંજી છગન અને એના બાપા પણ મને મૂકીને ચાલ્યા ગયા. અરેરે ! મારો છગન ! ભગવાન ! એને પણ તું લઇ

ગયો ? એ શેઠના છોકરા સાથે રમતો ત્યારે ભાભી કેવાં ખુશી થઇ કહેતાં કે બંને ભાઇ સંપીને રમજો. પણ ખાવાનું આપતી વખત છગનને સમજાવીને કાઢી મૂકતાં ત્યારે મને કેવું ખોટું લાગતું ? પણ છગનના બાપ મને ટાઢી પાડતા, અને સમજાવતા. પછી તો શેઠનો છોકરો અમદાવાદ ભણવા ગયો અને થોડા દહાડામાં જ છગનને ભગવાને લઇ લીધો."

વૃદ્ધ જસનાંના હૃદયમાં જૂનાં સ્મરણોએ શોક જગાડયો અને તે ડુસકાં ખાઇને રડવા લાગી રાત્રિના આઠ વાગી ગયા હતા. સર્વત્ર અંધકાર પથરાયો હતો, એનાં ડુસકાં એ અંધકારમાં વર્તુલાકારે પથરાઇ જતાં હતાં. એનું રુદન સાંભળનાર કોઇ ન હતું. મીલના મોટા દરવાજા ઉપરનું ફાનસ કુદરતને આવાહન આપતું હોય કે સમૃદ્ધિથી અંધકારનો ઉજાસમાં પણ અંધકાર કરી શકાય છે તે જો ! એમ કહેતું ઉભું હતું. એકાદ ઘુવડ પોતાના સામ્રાજ્યના સમયને અભિમાનથી બીજાં પક્ષીઓને દેખાડવા પાંખો ફફડાવતું ઊંચે ઊડવાનું કરતું હતું. થોડે જ દૂર આવેલી મીલમાં મૅનેજરને ત્યાં ફોનોગ્રાફ વાગતું હતું. ટૂંકમાં મીલમાં વસતાં દરેક નાનાંમોટાં મનુષ્યો શકિત અનુસાર આનંદ ને આરામ લેતાં હતાં. ત્યારે થોડે જ દૂર જૂનાં સ્મરણ અને ચાલુ નોકરી ગયાના ઘાનાં દુઃખ નહિ સહન થવાથી નિરાધાર જસનાં લોહીનાં આંસુ વરસાવતી હતી. એની કોને પરવા હતી ? એની પરવા કોણે કરી છે ? એવી પરવા કરવામાં આવે તો મોટી હવેલીઓના ભપકા, રોલ્સરોઇસના ચકચકાટ અને લગ્નનાં બેન્ડ ક્યાંયે નાસી

જાય. પણ એવું કરવાને શ્રીમંતો થોડા જ સરજાયા છે !

બૂઝાતો દિપક પુર્ણ પ્રકાશી લે તેમ જમનાંની શકિત વધી. તે ટટ્ટાર બેઠી, મીલ સામે તેણે મીટ માંડી અને લાંબો હાથ કરી બોલીઃ અરે રે ! શો કળજગ ! આ સોમચંદ શેઠનો દિકરો મારા ખોળામાં બેસીને દૂધ પીતો હતો. મારા હાથમાંથી માખણ અને ઘીના લચકા હોંશે હોંશે ખાતો. મને ફોઇ કહી બોલાવતો તે આજે મને એના બંગલામાં પેસવા દેવા માટે પટાવાળાને ધમકાવે છે ! ચિમન ! તારા બાપને બે વર્ષ વગર પૈસે દૂધ ને ઘી ખવરાવ્યું હતું, મારું ઘર રહેવા આપ્યું હતું, તે બધું તું ભૂલી ગયો ? અરેરે ! આવો નગુણો ? આવો દયા વિનાનો ? હાય ! હાય ! અમે ભોળાં અજ્ઞાન ગામડિયાં કોઇની દયા ખાઇએ એટલીયે આ ભણેલાગણેલા ચિમને ન ખાધીઃ ત્યારે ભણેલો શા કામનો ? ”

ગરીબ બિચારી જમનાં ! એને કયાં ખબર હતી કે ઉચ્ચ વર્ગનું ભણતર એના જેવાં ગરીબોનાં ચૂસણ અર્થે જ હોય છે. ફોગટમાં એવાં કંગાલોની દયા ખાવા માટે કોઇ થોડું જ પૈસા ખર્ચીને ભણે છે ! થોડી વાર તે ફાટી આંખે આકાશ સામે જોઇ રહી. તેણે આખો જન્મારો જે ભગવાનમાં ભરોંસો રાખ્યો હતો, તેને જાણે ઠપકો દેતી હોય તેમ તે બોલી, “ પરભુ ! તું પણ આટલો અન્યાયી ? જેણે આખો જન્મારો તને હાજરાહજૂર જાણી એક પગલું પાપમાં માંડ્યુ નથી, જેણે સોમચંદ જેવા કંઇક મેમાનોની ચાકરી કરી,

જેણે કોઈનો પૈસો દબાવ્યો નથી, પણ પોતાનું છાપરું સુદ્ધાં આપી દીધું છે. જેણે હાડકાં ભાગી મજૂરી કરી રોટલો મેળવવા મહેનત કરી છે તેને આજે ઊભું રહેવાની જગ્યા નથી અને આખું બેરખા ગામ જેણે ભાગ્યું, તેનો છોકરો મીલમાં મૅનેજર! તેનાં છોકરાં મોટરમાં ફરે! અને મારે ખાવાને રોટલો પણ નહિ? હરિ! તારો વિશ્વાસ કોણ કરશે? તું પણ પૈસાદારનો જ થઈ ગયો?'

ત્રણ ત્રણ દિવસથી મૅનેજર અને ઇજનેરથી માંડીને નાનામાં નાના મુકાદમની સ્તુતિ કરી થાકેલી, જનતાના પૈસાની લિમિટેડ કંપનીઓના બની બેઠેલા શેઠિયાઓના દમામ ભરેલા તુચ્છકારથી માનભંગ થએલી, એમના નોકરોની ગાળોથી ક્રોધે ભરાયેલી, પાડોશીની ઓરડીમાં પડી રહેવાથી ઓશિયાળી થઈ કંટાળેલી જમનાંના આત્માને પૈસાદારોની નિષ્ઠુરતાનો જાણે પાકો અનુભવ થયો હોય અને એ લક્ષ્મીલોલુપોની સેવામાં જન્મ ગુમાવવા માટે જેમાં પોતે વસતો હતો તે વૃદ્ધ દેહને ઠપકો આપતો હોય તેમ એક જ આચકામાં થોડી જ ક્ષણોની ખેંચતાણમાં ચાલ્યો ગયો, પાછળ પડી રહ્યો શ્રીમંતોને લક્ષ્મી ભેગી કરી આપતાં ઘસાઇ ગએલો તેજહીન દેહ!

*　*　*　*

પ્રાતઃકાળમાં મીલના પહેરેગીરોએ લીમડા નીચે પડેલા પ્રેતની ખબર મૅનેજરસાહેબને આપી. સવારની મીઠી ઊંઘ અને મધુરી ટાઢમાં રેશમી રજાઇ માથા ઉપર ખેંચી સૂતેલા

સાહેબને આ પહેરેગીરનું દોઢડહાપણ જરા વધારાપડતું લાગ્યું.

તટસ્થ વૃતિથી એમણે સૂતાંસૂતાંજ સિપાઇને સહેજ ઠપકાભરેલે અવાજે કહ્યું. મીલની બહાર ગમે તે મરે તેમાં આપણે શું ? એ કામ શહેરનો પોલીસનું છે. તમારું નહિ. જાઓ, તમારી ફરજ ઉપર ચાલ્યા જાઓ.'



# ૫

# સોમા

ધડાકા મીલના પાયા નંખાયા તે દિવસે માટી ઉપાડવાનું કામ સોમલીએ કરેલું. મીલ ચાલુ થઇ ત્યારે પહેલું દોરાનું રીલ સોમલીએ જ ભરેલું. અને જ્યારે મીલમાં હડતાલ પડે ત્યારે શેઠને બંગલે જઇને સોમલી કામ કરી આવતી. તે કહેતી શેઠનો રોટલો મફત

કેમ ખવાય ? અને એની આ વફાદારી જોઈને શેઠાણી ખુશી થતાં.

સવારના પહોરમાં હજી તો સોમલી પોતાની ચીંથરિયા ગોદડી વાળીને ઊંચી મૂકતી હતી ત્યાં તો પાસેનો પડોશી શંકર આવ્યો અને બોલ્યો, 'સોમલી, આજે આપણે પગારમાં વધારો માગવાનો છે. તું, નાથી, જીવી, કડવી વગેરે બધી અમારી સાથે રહેજો. તમારે માટે અમે થોડા કલાક કામ કરવાની માગણી કરવાના છીએ. ગમે તેમ તોય તમો બૈરાં. તમારાથી અમારા જેટલું વૈતરું શી રીતે થાય ? જોને આ કડવીની સુવાવડની રજાનો પગાર મૅનેજરે અર્ધો આપ્યો અને અર્ધામાંથી પાછો મુકાદમે અર્ધો પડાવ્યો. આ અન્યાય અમે ભાયડા થઈને સહેવાના નથી.

**સોમલી**—પણ શંકર તું કહે છે તે બધુંયે સાચું પણ કામ અટકાવી વધારે પૈસા લેવા એ રીત બીજા દેશના લોકોની છે. જોને, તે દિવસે પ્રાણલાલ શેઠ નહોતા કહેતા કે કામ અટકાવી વધારે પૈસા માગવા એ પાપ છે.

**શંકર**—તું તો મજૂરણ જ છે. જો હડતાલ પાડવાનું કામ ખોટું હોય તો આવા મોટા માણસો આપણને મદદ કરે ખરા ?

**સોમલી**—ભાઈ! તું તો ભોળો છે. જે લોકો આપ-ણને મદદ કરવા આવે છે તે ખરેખર સાચા હોય તો આપણી આવી દશા જ ન હોય..




સામેના મેદાનમાં એક લીમડાના થડને અઢેલી માથે હાથ દઈને બેસી ગઇ. ૫

શંકર—તારું મગજ અત્યારમાં કંઇક તેજ થયું હોય એમ લાગે છે. એ મોટા લોકો આપણને મદદ ન કરે તો આપણી વાતો છાપામાં આપે કોણ; અને ફંડમાં મદદ પણ કોણ કરે ?

**સોમલી**—શંકરભાઇ! તારી આંખો ઉઘાડ અને જો. ધાર કે તું શેઠિયાઓના પક્ષનો છે.

કોણ ! હું ? કહેતાં શંકરે આંખો વિકસાવી.

તેને ઠંડો પાડતી સોમલી બોલીઃ ભાઇ, આ તો અમથો દાખલો દઉં છું.

હવે જો સાંભળ તું મીલમાલિકવાળાને પક્ષે જાય તો આખરે તું કોનું હિત સાચવે? આપણું કે શેઠિયાઓનું?

શંકર હસીને બોલ્યો-વળી એમાં પૂછવાનું શું ? આપણું, આપણું ને આપણું જ. શેઠિયાઓ કોના સગા છે?

સોમલી—વારુ, ત્યારે જો આપણી પડખે શેઠિયાઓનાં સગાંસંબંધીઓ, મિત્રો અને એવા જ હોય છે અને એમનું કામ આપણને ઠંડાં રાખી ટુકડો રોટલો આપી રાજી રાખી વૈતરું કરાવવાનું જ હોય છે. એ આપણા મદદગાર થાય છે તે એમના વર્ગને નિભાવવા. આપણાં દુઃખ દૂર કરવા નહિ, સમજ્યો?

શંકર સોમલીના સામે જોઇ રહ્યો. એ કંઇક ઊંડા વિચારમાં પડી ગયો. ખરે જ, આ સોમલી સાચું કહે છે,

આ અમારા મદદગારો પોતે મોટરોમાં ફરે છે. મોટા બંગલાઓમાં રહે છે. સારામાં સારું જમે છે. ઊંચામાં ઊંચાં કપડાં વાપરે છે. એમને હૈયે આપણું દુઃખ શાનું વસે.

'વિચારમાંથી જાગૃત થતાં તેણે સોમલીને કહ્યું: પણ હવે તો ઠરાવ થઇ ગયો છે. હું તો તને ખબર આપવા જ આવ્યો છું.

**સોમલી**—જો ભાઇ હડતાલ પાડવી હોય તો પાડો; પણ સમાધાન કરતી વખતે મજૂરો જ સમાધાન કરે એમ ગોઠવણ થાય તો જ હું તૈયાર છું.

**શંકર**—હા સોમલી, તારું કહેવું મારે ગળે પણ ઊતરે છે. એ મોટરવાળાઓ મોટરવાળાનું જ કરવાના.

**સોમલી**—મારો ભાઇ! હવે સમજ્યો.

શંકર ઊઠીને ગયો અને સોમલીએ એલ્યુમિનિયમની તપેલીમાં ચૂલા ઉપર પાણી મૂક્યું.

જેમજેમ એ, નાની ઓરડીની ભીંતો અને છાપરું સૂર્યનાં કિરણોથી ગરમ થવા માંડ્યું તેમતેમ સાવરણીના ઠૂંઠાથી કચરો સાફ કરતી સોમલી ઉતાવળ કરવા મંડી.

* * * *

**કડવી**—અલી જીવલી! આજે તો કામ ઉપર નથી જવાનું. એ સાંભળતાં જ નળ ઉપર પાણી ભરતી જીવલી ને કીચડમાં ઊભેલી નાથી બન્ને સાથે બોલી ઊઠી: કેમ? શાથી?

**કડવી**—ભડકો છો શું કરવા? આપણા ભલા સાટે જ છે. આજથી હડતાલ પાડવાની છે.

પણ બાપરે! કાલે તો પગાર હતો. પગાર લીધા પછી પાડવી હતી! છોકરાં ખાશે શું? કહેતી નાથી ગભરાઇ ગઇ.

**જીવલી**—બળી એ હડતાલો! હડતાલોથી દુઃખી થઈ ગયાં. લાભ થાય છે શેઠિયાઓને જ. જુઓ, "ઝપાટા મીલ" ની હડતાલમાં નીકળી જનારા રવડે છે. નવા આવેલા માણસો ઓછે પગારે કામ કરે છે. લાભ કોને થયો? એ તો મોટાનું નસીબ મોટું.

**કડવી**—મોટું નાનું તો હવે જણાશે. આ વખતે મારી સુવાવડનો પગાર ચોથા ભાગનો મારા હાથમાં આવ્યો છે; તેનો બદલો એ પાજીઓને મળશે જ.

નળ ઉપરની વાતચિત ધીમેધીમે આખાએ મજૂરવાસમાં ફેલાઇ ગઇ. જે સભામાં ગયા હતા તે તો નિરાંતે આઠ વાગ્યે ઊઠવાના વિચારથી મેલાં ચીંથરાંમાં આળોટતા હતા અને નહિ જાણનારા પરવારી મજૂરીએ જવાની રાહ જોતા હતા. સ્ત્રીઓ રોટલા કરી પાણી ભરી પરવારતી હતી ત્યાં મીલની સીટી થઇ. સીટી સાંભળતાંજ મજૂરવર્ગ ખળભળી ઊઠયો. મજૂરીએ જનારાંઓ પેટના ખાડા સાટે દોડયાં.

સોમલીએ ઓરડીને તાળું વાસ્યું અને ખાવાનો ડબો હાથમાં લઇ મીલ તરફ ચાલી. એને રસ્તામાં જ શંકર

મળ્યો. કેમ સોમલી, તું મજૂરીએ જાય છે? હા, કહી સોમલી જરા ઠસ્સામાં જ આગળ ચાલી.

પણ શંકર તેની આગળ ફરી વળ્યો. સોમલી ઊભી રહે. તારાથી આજે કામે નહિ જવાય. આજે હડતાલ છે.

**સોમલી**—કેવી હડતાલ? ઘેર બેસી રહી આખો દિવસ આળસુ રહેવું, એકબીજા સાથે લડવું, પૈસો હોય તો પીવું, એમાં શો દિવસ વળે? એવી હડતાલ કોણ પાળે!

**શંકર**—તું ગમે તે કહે, પણ આજે તો હડતાલ પાડવી જ છે. મહેરબાની કરી તારી ઝૂંપડીમાં પાછી જા.

**સોમલી**—શંકર! હું તો ઘરમાં જઇશ પણ આવી ધાંધલથી શું કમાશો?

**શંકર**—ત્યારે કેવી હડતાલથી કમાઇએ તે તો કહે!

**સોમલી**—સઘળા ભાઇઓએ શું કરવું તેનો વિચાર આપણા બેથી ન કરાય.

**શંકર**—ત્યારે તું કહે તો સભા ભરીએ અને ચંદ્રવદન શેઠને પ્રમુખ તરિકે બોલાવીએ.

**સોમલી**—ગાંડો ક્યારનો થયો? સભા ભરી કરવા જેવું એ કામ નથી. અને વળી પાછી તારી મોટર જ આવી. સોમલી શંકરને રાજી રાખવા પાછી વળી અને શેઠને બંગલે જઇ ઘરકામમાં જોડાઇ ગઇ.

હડતાળનો રંગ જામેલો દેખાયો. મજૂરોની મોટી સભાઓ થઇ. આગેવાનોએ ભાષણો કરી નાટકી ઢબે મજૂરોનાં દુઃખોનું વર્ણન કર્યું.

બધુંયે થઇ ગયા પછી આઠ દિવસે હડતાલનો અંત આવ્યો. પગાર ચુકવાયા. મજૂરોની આવકમાં એક આનાનો વધારો થયો અને રાતપાળીવાળાની મજૂરી બંધ થઇ. રાતપાળી બંધ કરવામાં આવી તે દિવસ અમાસનો હતો. મીલો બંધ હતી. સોમલી પોતાની ઓરડીમાં ઓઢીને સૂતી હતી. આજ તેનાથી નિયમ પ્રમાણે શેઠને બંગલે જવાય તેમ ન હતું. એના શરીરમાં તાવ હતો.

શંકર તેની ઓરડીમાં આવ્યો અને ઉત્સાહભર્યા અવાજે બોલ્યોઃ જોયું સોમલી ! આપણે ફાવ્યાંને ?

સોમલી કરવટ બદલીને ફીક્કું હસી. અને શંકરને બેસવા કહ્યું.

**શંકર**—સોમલી, આજે તું સમજી ખરી કે હડતાલથી આપણે ફાવીએ તેવા બીજામાં ન ફાવીએ. ખરું કે નહિ ?

સોમલીએ પોતાનો અશક્ત હાથ ગોદડીમાંથી બહાર કાઢયો અને આળસ મરડી બેઠી થવા લાગી. તેને ટેકો આપતો શંકર તેના સામે જવાબની આશામાં જોઇ રહ્યો.

સોમલી જરા ટેકીને બેઠી અને બોલીઃ શંકર આમાં

આપણને શો લાભ થયો ? આપણા રાતપાળીવાળા ચારસો ભાઇ કામ વિનાના થયા ત્યારે આપણને દિવસનો આનો વધારે મળશે.

શંકર—એ જરા વિચારવા જેવું છે ખરું. તારી વાત તો સાચી છે. ત્યારે આપણે કરીએ શું ?

આપણે શું કરીએ ? આપણે હડતાલ પાડીએ. પણ તમે પાડો છો તેવી નહિ.

શંકર—ત્યારે કેવી ?

સોમલી—ગંભીરતાથી બોલી, એક વાર આપણો પગાર લઇ લેવો જોઇએ અને હડતાલ શરૂ કરીએ તે પહેલાં મહિનાઓથી કરકસર કરી પૈસા બચાવવા. એ ખાસ ધ્યાન રાખવું કે આપણે હડતાલ ઉપર જઇશું પણ પેટ હડતાલ ઉપર જવાનું નથી.

બીજું હવે હડતાલનો હાલનો રિવાજ બંધ કરવો જોઇએ. દરેક જણે ઠરેલે વખતે કામ ઉપર જવું જોઇએ. મીલ ભલે ચાલુ થાય; આપણે કામને હાથ લગાડવો નહિ. પછી ભલે આપણને સળગતા એન્જિનમાં ફેંકી દે. આ રીતથી આપણા કામ ઉપર બીજા આવી શકશે નહિ. બહાર નવરાં ફરી આપણાં વ્યસનો અને ખર્ચ વધશે નહિ. ધાંધલ થશે નહિ અને માલિકો પોલીસને બોલાવશે નહિ.

શંકર—પણ બીજે દિવસે શું કરવું ?

સોમલી—કેમ ! આગલા દિવસની માફક જ ડાહ્યા થઇ કામ પાસે બેસી જવું. રાત પડે ઊઠવું.

શંકર—મીલ બંધ કરે તો ?

સોમલી—તે તો વળી સૌથી સારું. એમની મેળે એ મીલ બંધ કરે તો આપણે આખો દિવસ કંઇ પણ ધાંધલ કર્યા વિના દરવાજે બેસી રહેવું.

આપણે વળી સભાઓ શી ! ને આગેવાનો શા ! આપણો માધો, મોતી, જગો, રામો, તું, એ બધા શું ઓછા છો કે આપણા નિકાલ માટે જેમણે મજૂરી માટે પોતાના શરીરને વાળ્યું પણ નથી એવા માણસોને આપણા માટે રોકીએ ?

ઠીક છે, કોઇ યુવાન લોહી હોય અને આપણા જેવો જ હમદર્દી હોય ને મદદ કરે તો પછી તે આપણા મજૂરમાંનો ન હોય તોપણ એ આપણો આગેવાન થઇ કંઇક કરે. એને હૈયે દર્દ હોય છે. એ દર્દને સમજે છે.

× × × ×

આજે ધડાકા મીલના કામદારોની હડતાલ હતી. હડતાલ પહેલેથી જાહેર થયેલી હોવાથી શેઠાણી સોમલીની રાહ જોતાં હતાં. સોમલી એમને ઘણી કામ લાગતી. સોમલી મલ-વાડાના આશ્રમમાં ઊછરીને મોટી થઇ હતી. તેની વિધવા માતાએ તેને એક આબાના ઝાડે ઝોળી બાંધીને સૂવાડી

હતી. અને સમાજને ધીક્કાર દેતી તે ચોધાર આંસુ પાડતી ચાલી ગઇ હતી ત્યાર પછી દુનિયામાં એનું કોઇ ન હતું. પણ પાસે જ આવેલા આશ્રમવાળા ડૉ. મહેંદ્રપ્રસાદ ત્યાં ફરવા આવેલા તેમણે ઝોળી જોઇ. બાળકની કુમળી વય જોઇ 'તજાએલા બાળક' તરિકે ઓળખ્યું અને આશ્રમમાં લાવ્યા. એ સોમવારે જડેલી હોવાથી તેને સોમા કહી બોલાવવા માંડી. તેને થોડું શિક્ષણ અપાયું હતું અને બાકીનું સોબતથી મેળવ્યું હતું; એટલે એના કામમાં કળા હતી. ડૉક્ટરનાં પત્નિએ એને અથાણાં, પાપડ પણ શીખવ્યાં હતાં; એટલે ઘરકામમાં એ પ્રવીણ હતી. અને સ્વાર્થી શેઠાણીને તે એ વડે જ વહાલી લાગતી હતી.

દશ વાગ્યા તો યે શેઠ ઘેર ન આવ્યા. વળી આજ સોમલી પણ ન આવી તેથી શેઠાણી અકળાવા લાગ્યાં. બળી આ મીલ! જ્યારે હોય ત્યારે હડતાલ. મૂવા મજૂરો! બિચારી સોમલી કેવી ડાહી છે?

× × × ×

મીલના દરવાજા ઊઘડતાં જ વ્યવસ્થિતપણે મજૂરો પોતપોતાના કામે વળગી પડવાના હોય તેમ સૌસૌની જગ્યાએ બેસી ગયા. શેઠ અને મૅનેજરના આનંદની સીમા ન હતી. ના કહેનાર મજૂરો કેવા ઠેકાણે આવ્યા? કેવા કામે બેઠા છે? ધમધોકાર સંચાઓ ચાલુ કરવામાં આવ્યા અને થોડીક મિનિટમાં તો મીલ ધમધમી ઊઠી. વીવીંગ માસ્તર તપાસ માટે વણાટ વિભાગમાં ચારે બાજુ ફર્યો.

તેણે જોયું કે સઘળા મજૂરો બેઠા બેઠા સંચાઓની ગતિ જોઇ રહ્યા હતા.

સ્પિનિંગ માસ્તરે જોયું કે એનાં 'સ્પિન્ડલો' ખાલી ફરતાં હતાં અને મજૂરો પોતાની જગ્યાએ બેસી જોઇ રહ્યા હતા. દરેક ખાતામાં એ જ હાલત હતી. કોલસા પૂરનારા ખુશાલ-જીવે એન્જિન ઠંડુ પડવાની ફિકર વિના બેઠા હતા.

તરતજ મૅનેજર પાસે માણસ મોકલવામાં આવ્યો. મૅનેજરે શેઠને ખબર આપી. શેઠ બંગલે જઇ નિરાંતે બેઠા હતા. તે પાછા ઊઠ્યા અને શેરહોલ્ડરોનું ગમે તેમ થાય પણ પોતાના કમીશનની ફીકરથી મીલ ઉપર મારતી મોટરે ઊપડયા.

આખીયે મીલ બંધ કરવાનો હુકમ કરવામાં આવ્યો અને મજૂરો જો કામ ન કરે તો મીલ બહાર કાઢવાનો હુકમ કરવામાં આવ્યો. પણ મજૂરો તો એક અક્ષર બોલ્યા વિના જ્યાં બેઠા હતા ત્યાં જ બેસી રહ્યા.

બારસો મજૂરોને હાથ પકડીને ઉઠાવવા બારસો માણસ ક્યાંથી લાવવા !

શેઠે મુકાદમને કહ્યું : તમારો આગેવાન કોણ છે ? બોલાવો તેને.

તરત જ મજૂરોએ સોમલીને મોકલી. સોમલીને જોતાં

જ શેઠનો પીત્તો ખસી ગયો. તું શું કરવા આવી ? એમ મોટી બૂમ પાડી ઊઠ્યા પણ ગરીબ દેખાતી સોમલી જ્યાંની ત્યાં જ ઊભી રહી તેનું રુવું સરખું યે શેઠની બૂમથી ન ફરક્યું: એણે પોતાના મજૂરભાઈઓનાં ભૂખે મરતાં બાળકોની ચિચિયારીઓ કેટલીયે સાંભળી હતી. દારૂમાં દુઃખને ભૂલવાની મૂર્ખાઈવાળા મજૂરોની મારપીટથી રોતીકકળતી સ્ત્રીઓને એણે ખૂબ સાંભળી હતી. દવા અને ખોરાકના અભાવે મરી જતાં સેંકડો ભાઈબહેનોના દર્દભર્યા અંતિમ આર્તનાદ તેણે સાંભળ્યા હતા, ત્યારે એને ઘણું દુઃખ થયું હતું. આજે તો એ પહાડ જેવી દ્રઢ થઈ ગઈ હતી. આ બૂમો તો ભરેલા પેટના અપચાની હતી. તેનાથી સોમલી શાની ડરે !

શંકર આગળ આવી બોલ્યોઃ શેઠસાહેબ, સોમલી અમારી આગેવાન છે. જે કંઈ પૂછવું હોય તે એને પૂછો.

**શેઠ**—એનામાં શું અક્કલ છે ? કોઈ બીજા સારા માણસને બોલાવો. તમે મજૂરો શું સમજો.

**સોમલી**—શેઠસાહેબ, ભૂખે મરતાની વેદના કહેવાતા આગેવાનો શી રીતે જાણે ? માથેરાન, અને મહાબળેશ્વરમાં ફરનાર અમારી ઓરડીઓની હાલત શી રીતે જાણે ? ફ્રુટસ અને દૂધ ઉપર હાથ મારનાર અમારા અર્ધા સૂકા રોટલાને શું જાણે ? એ તો અમારા મતો લઈ ધારાસભાઓમાં જાય, જીનિવા જાય, મ્યુનિસિપાલિટીમાં

જાય, પણ અમારું દર્દ એ ન ત્યાંયે ટાળે કે ન અહીંયે ટાળે ! આપ જેને શરમાવી શકો એવા શ્રીમંતો અમારે આગેવાન ન જોઇએ. અમે તો અમારાં બાળકોની કેળવણી, સ્ત્રીઓની સગવડ અને પેટ ભરીને અનાજ માગીએ છીએ. તે નહિ આપો તો આ સંચા ઉપરથી ઊઠવાનાં નથી. તમારે જોઇએ તો અમારા રક્તથી સંચાને ધુઓ, પણ બીજું બનવાનું નથી એટલી વાત કહી સોમલી પોતાને સંચે બેસી ગઇ.

શેઠ મુઝાયા. આ સોમલી ભૂંડી નીકળી. જો એ મજૂરો આ સંચા ઉપર જ બેસી રહે તો એમને ઉઠાડવાં શી રીતે ? પોલીસ બોલાવીએ તોયે શું વળે ! આ મોતની દરકાર વિનાનાં માણસો થોડાંજ ડરવાનાં હતાં ! ત્યારે કરવું શું ? ખરે જ ગજબ વર્ષાવનાર આ સોમલી જ છે. રાંડ ભણીગણીને પાવરધી થઇ છે તે મનેજ નડવા બેઠી. પણ હવે એને કાંઇ થાય પણ નહિ. કારણ જો તેને દૂર કરાવું તો આ જડ જેવા મજૂરો જીવ ઉપર આવ્યા વિના ન રહે. અત્યારે જાપાને અર્ધા તો સાર્યા છે અને મજૂરો ઉપરથી મારવા બેઠા છે. (વર્ષોથી જાપાનીસ સૂતરની ભેળસેળ કરનાર અને ફક્ત ચાલીસ લાખ જ રોકડા રૂપીઆ ધરાવનાર શેઠ ખૂબ મુઝાયા.) આ મજૂરો ચીલબહાર નીકળે. તો તો કાંઇક થાય એમ સંકલ્પ કરતા શેઠે મૅનેજરને કહ્યું કે બધા મજૂરોને બહાર નીકળવાનો હુકમ આપો.

થોડી વારે મૅનેજર પાછો આવ્યો અને બોલ્યો મજૂરો

સંચા ઉપરથી ઊઠતા નથી. તેઓ કહે છે કે અમે મરીશું તો અહીં જ મરીશું; બહાર નહિ. શેઠ વિચારમાં પડી ગયા. હવે શું કરવું. થોડી વાર વિચાર કરી મૅનેજરને કહ્યું: બધા ડિરેકટરોને ટેલીફોન કરો. જલદી કરો.

બે કલાકમાં તો મીલની ઑફિસ મૂડીવાદીઓના મલીન વાતાવરણથી ભરાઇ ગઇ.

લાંબી વાટાઘાટ પછી એમ ઠર્યું કે હાલ તુરત ઠંડુ પાડયા વિના છૂટકો જ નથી. અને અત્યારે જો મીલ બંધ થાય તો ભાગીદારોને અને જમા મૂકનારાઓને હિસાબ આપવો પડે. અને અત્યારે પૈસાનું ઠેકાણું કયાં છે? એટલે આંધળે-આંધળું હાંકયા વિના ચાલે તેમજ નહોતું છેવટે મીલમજૂરોને બોલાવવામાં આવ્યાં પણ તેઓમાંથી શંકર એકલો જ આવ્યો. તેને જોતાંજ શેઠ બોલ્યા: કેમ! શંકર આ બધી ધાંધલ કરી શું કરવું છે? કેમ! ઘરની ખીચડી ખાવી છે?

શંકર જાણે કંઇ સાંભળ્યું ન હોય તેમ બોલ્યો. સાહેબ અમારે ધાંધલ કેવી! અમારા પેટમાં અન્ન જ નથી તો ધાંધલ કયાંથી સૂઝે! અમે તો રોટલો માગીએ છીએ.

શેઠ—હવે એ તો જાણ્યું, ટૂંકામાં વાત કરને શું કરવું છે તે! શંકર ચૂપચૂપ ખસી ગયો અને બદલામાં મજૂરનેતા સોમલી હાજર થઇ અને તેણે નીચેની યાદી રજૂ કરી:

૧ સ્ત્રીકામદારને સુવાવડ પહેલાં દોઢ માહિનો અને પાછળથી દોઢ મહિનો ચાલુ પગારે રજા મળે.

૨ અમારાં બાળકોની કેળવણી માટે ગોઠવણ કરવી.

૩ મીલના નફામાંથી રૂપીએ અર્ધો આનો મજૂરોના રક્ષણાર્થે નીકળે. તેમાંથી ઘરડાં અને બાળકોની આજીવીકા માટે મદદ મળે.

૪ સંચામાં અંગ ગુમાવનારને વર્ષાસન મળે અને મરણ પામનારનાં સ્ત્રીબાળકોને બદલો મળે.

ફક્ત ચાર જ માગણી છે, શેઠસાહેબ! થોડી વારે સોમલી બોલી. શેઠિયાઓએ ચકોર મજૂરણને માથાથી પગ સૂધી નિહાળી અને મજૂરવર્ગમાં આનું સર્જન કરનારને શાપ આપ્યા.

આખરે કામદારોની માગણી મંજૂર થઇ અને મીલમાં બીજા દિવસથી કામ ચાલુ થયું.

× × × ×

હવે તો સોમલીએ થોડા ભણેલા અને સાચા સહાયકોની મદદથી "કામદાર સ્ટોર" ઉઘાડયો છે. જેમાંથી દરેક મજૂર પોતાના જીવનની જરૂરિયાતની વસ્તુઓની ખરીદી કરે છે. એક "કામદાર સંગ્રહ ફંડ" ઉઘાડવામાં આવ્યું છે, તેમાં દરેક મજૂર પોતાના પગારનો પોણો ભાગ જમે કરાવે છે અને તેમાંથી ખરીદી કરે છે.

જે ભાઇ દારૂ કે તાડી પીએ, તેનો એક મહિનો સામાજીક બહિષ્કાર થાય છે. એની સાથે કોઇ વાત ન કરે; તેની બીડી કોઇ ન લે. વળી દર અમાસે એક જલસો ગોઠવાય તેમાં પોતાની ઉન્નતિ માટે શું કરવું તેની વિચારણા ચાલે. આખોય મજૂરવાસ સ્વચ્છ થાય. કપડાં ધોવાય. ઘર ધોળાય અને મોટા ઉત્સવ જેવો દિવસ જાય. ન જાય કોઇ દારૂ પીવા કે ન જાય કોઇ સિનેમા જોવા.

આજે ધડાકા મીલના મજૂરો આદર્શ મજૂરો છે. ધડાકા મીલના માલિકો ઊંચી ડોક રાખી કહે છે કે અમારા કામદારો સુખી છે. પણ એમનાં સુખનું સર્જન કરનાર સોમલી તો મંદ મંદ હસે છે.





# સાડી પર પડછાયો

[અસ્પૃશ્યોની કાળી દુનિયાનું બયાન આપતી નવલિકા]

( અસ્પૃશ્ય શામલીએ પોતાનો પડછાયો શેઠાણીની સાડી પર પાડયો. સાડી અભડાઇ. શેઠાણી રોષે ભરાયાં. શામલીને હંકાલી કાઢવામાં આવી અને એક દિવસ એ જ શામલી "દયાની દેવી" બની શેઠાણીના ઘરમાં દાખલ થઇ. )

"અરેલી શામલી ! આ શું કર્યું ? મારી સાડી ઉપર તારો પડછાયો પાડયો ! રાંડ ! આંધળી છે ? હવે કયો તારો બાપ મારી પાંચ રૂપીઆની સાડીના પૈસા આપશે ? આટલા વર્ષથી આવે છે, તો ય કેમ સાચવવું એ તો જાણતી જ નથી. તારી સાસુ વાડીમાં પેસતાં જ બૂમ પાડી ચેતાવતી, એટલે લૂગડાં હોય તો લઇ લેતાં. પણ તું તો મોટી નવાબજાદી થઇને આવી છે. જાણે કોઇ હિસાબમાં જ નથી!" મણીબાનો આવડો મોટો ધડાકો સાંભળી શામલીના સાંધા ગગડી ગયા. તે ત....ત પ....પ કરતી કહેવા લાગી, "બા ! હું શું જાણું કે મારો પડછાયો પડશે ? નહિ તો ત્યાંથી ન જાત. માફ કરો બા, તમારું છોરું છું."

"શું કહ્યું ? માફ કરું ? અને એ સાડીનું શું કરું ? એ સાડીના પૈસા તારા પગારમાંથી વાળીશ. હજુ તો કાલે જ પહેલી ધોઇ છે, સમજી ? તે તારે માટે નથી, જાણ્યું ને ?" ગર્જતી સિંહણને પણ વિસરાવે તેવાં મણીબા બોલ્યાં.

"બા, મારો પગાર એક રૂપીઓ અને તેમાં પાંચ કાપો તો મારું અર્ધું વર્ષ જાય. બા, દયા કરો, મારો પડછાયો તો પૂરો પડયો પણ નથી." આંખ લૂછતી શામલી કરગરવા લાગી તે જોઇ મણીબાનો 'પાવર' છેક ઊંચો ગયો. "એક તો સાડી અભડાવી અને ઉપરથી રડીને ઢોંગ કરે છે ? જા નીકળ મારે ત્યાંથી.

તારું મારે કામ નથી. કયાં ગયો માળી ? કાઢ એને વાડી-માંથી. લઇ જા, એ સાડી, અને તારો બે મહિનાનો પગાર છે તે અને આ મહિનાનો મળીને ત્રણ રૂપિયા વાળી લઇશ. અને તારી સાસુને કહેજે કે બીજા બે આપી જાય, મારે તારુંયે કામ નથી અને તારી સાસુનુ યે નથી."

"પણ બા, આજ પગાર લઇને જવાનું મારી સાસુએ કહ્યું છે. નહિ આપો તો મને મારશે. બા ! દયા કરો. હવે એવી ભૂલ નહિ કરૂં. બા ! આટલો ગુનો માફ કરો, હું તમારું છોરું છું." કહેતી શામલી ચોધાર આંસુએ રડવા લાગી. એનું કોમળ મુખ આંસુઓથી ધોવાઇ રહ્યું હતું. તેર વર્ષની નાદાન શામલીને સાસુ અને ધણીની વિકાળ મૂર્તિઓ વિચારસૃષ્ટિમાં દેખાવા લાગી અને જાણે હમણાં જ ધણીની લાતો અને સાસુના ગડદાથી પોતે ઘેરાણી હોય તેમ બેબાકળી બની ગઇ. પણ મણીબા એમ થોડાં જ માને તેમ હતાં ! તેમણે છોડેલું "બ્રહ્માસ્ત્ર" પાછું ન વળ્યું તે નજ વળ્યું !

આખરે રડતી ગભરાતી શામલી ચાલી ગઇ અને માળીએ ઝાંપો બંધ કર્યો.

× × × ×

શામલીના હાથમાં સાડી જોઇ જીવલી ખુશી થઇ ગઇ. આ તો શેઠાણીબાની સાડી વહુને આપી હશે એમ મનમાં વિચાર કરતી ઝૂંપડીમાંથી બહાર આવી, શામલીના હાથમાંથી સાડી સંભળીની ઝડપે લઇ લીધી. "વાહ ! વાહ ! શી સાડી

છે. આ તો હું જ પહેરીશ. તારે હમણાં બહુ છે.” એમ કહેતાં તેણે શામલી સામે મીટ માંડી, તો શામલીની આંખોમાં ભય અને આંસુ જોયાં તેણે સાડી મૂકી દીધી અને શામલીને પૂછ્યું, “ હું થયું ? સાડી ચોરીને લાવી છે ?” ના કહેવાને જીભ તો અશક્ત હતી, એટલે માથું ધુણાવી તેણે ના કહી. “ત્યારે થયું હું? કેમ રુવે છે? પગાર લાવી?” પગારનું નામ સાંભળતાં જ શામલી જોરથી રડી પડી.

ઘણી મહેનતે એણે રડતાંરડતાં સાસુને વાત કરી. આખીયે વાત સાંભળતાં જીવલીએ “ ચંડીકા ”નું રૂપ ધારણ કર્યું. “ રાંડ ! કર્કશા ! મારી વર્ષોની નોકરીમાં આગ મૂકી. “ રાંડ ! અકર્મણુ ! તારા બાપનું સત્યાનાશ જાય ! મારી સોના જેવી નોકરી ટાળી ? “ એઠુંજૂઠું ” મળતું, પગાર અને દીવાળીની બોણી બધું જ ટળ્યું. તારું સત્યાનાશ જાય તારું !” ગાળોના વરસાદ સાથે માર પણ શરૂ થયો. એટલામાં રૂડિયો બહારથી આવ્યો અને મા, પોતાની વહુને મારે છે, એ જોઇ બોલ્યો “ કેમ મા ! વળી આજે એ હરામજાદીએ શું કર્યું છે ?” “ એ બીજું હું કરવાની હતી. અકર્મણે મારો વર્ષોનો રોટલો ખોયો. હજુ તો તારા વિવાહમાં જ શેઠાણીબાએ એક રૂપિયો આપ્યો હતો.” એવી પ્રસ્તાવના સાથે જીવલીએ બધી વિગત રૂડિયાને કહી. કહેતાં કહેતાં પણ શામલી ઉપર પ્રહાર ને વાક્પ્રહાર ચાલુ જ હતાં. પગાર નહિ મળે જાણી ભૂખે મરતા રૂડિયાને પણ રીસ ચડી અને શામલીનાં કુમળાં હાડકાં અને રાક્ષસી સ્વભા-

વનાં માદીકરાએ કચરી નાંખ્યાં. મારના દુઃખથી રીબાતી શામલી ઝૂંપડાનાં એક ખૂણામાં લોચો વળીને પડી રહી. એ દિવસે એને અન્ન ન મળ્યું. બીજે દિવસે એનો સૂર્ય તો એમ ને એમ જ આથમ્યો. ત્રીજા દિવસની સવારમાં રૂડિયાએ જાગીને જોયું તો શામલીને ખૂણામાં જોઇ નહિ. બહાર કુદરતે ગઇ હશે. એવી આશામાં એક કલાક ગયો પણ શામલી પાછી ન ફરી, રૂડિયાએ અને જીવલીએ ઘણી તપાસ કરી, કૂવા, વાવ, જોયાં; પણ શામલી જાણે દુનિયામાં હોય જ નહિ એમ થયું.

સાથે પેલી સાડીયે ગઇ.

*        *        *        *

" નર્સ, તમને શું લાગે છે ? શું મારી શારદા જીવશે ? ખરેખરું કહો ! બહેન, ઇશ્વર તમારું ભલું કરશે. તમારો ઉપકાર કોઇ દિવસ નહિ ભૂલું. તમે મારી શારદાને જીવાડવામાં મદદ કરી છે તો પ્રભુ તમારાં બાળકોને જીવાડશે." આંખમાં આંસુ સાથે કરગરતાં મણીબા નર્સને પૂછતાં હતાં. આજકાલ કરતા એક મહિનાથી એમની એકની એક દિકરી શારદાને ટાઇફોઇડ લાગુ પડ્યો હતો તેથી એમનો જીવ પડીકે બંધાયો હતો. ચિકિત્સા માટે મોટા ડૉકટરો રોકવામાં આવ્યા હતા અને સારવાર માટે ખાસ મુંબઇની કામા હૉસ્પિટલમાંથી નર્સ બોલાવવામાં આવી હતી. નર્સને આવ્યે લગભગ દશ દિવસ થયા હતા, પણ જાણે ઘણાં વર્ષની

જાણીતી હોય એમ લાગતું હતું. તેનું નાનું શરીર રૂપાની આરતીની જેમ ચારે બાજુ ફરી વળતું. તેણે શારદાની સારવારમાં ઊંઘ, ભૂખ બધુંયે વિસાર્યું હતું. તેની ચાકરીથી કહો કે ડૉકટરોની દવાથી કહો કે પછી મણીબાના નસીબથી કહો પણ આજે શારદાને તાવ ઊતરવાનાં નિશાન જણાતાં હતાં અને તેને લીધે તે જરા શુદ્ધિમાં આવવા માંડતી હોવાથી કંઇક બેચેન દેખાતી હતી એ જોઇ મણીબા ગભરાયાં હતાં.

નર્સ શાન્તાએ સ્મિત સાથે મણીબા સામે જોયું અને નરમ અવાજે બોલી: "બહેન તમારી દીકરીને હવે આરામ થવાનાં ચિહ્ન જણાય છે, અને ઇશ્વર કરશે તો થોડા જ સમયમાં સારી થઇ જશે." નર્સના મીઠા શબ્દોથી અને તેની માયાળુ નરમ આંખથી મણીબા પોતાનું અર્ધું દુઃખ ભૂલી ગયાં.

* * * *

આજે શારદા મંદવાડમાંથી ઊઠી તે નિમિત્તે મણીબાએ એક જલસો ગોઠવ્યો છે, સગાંસંબંધી ને મિત્રો ભેગાં થયાં છે. ઘણા દિવસથી છૂટી થવા માગતી નર્સ શાન્તાને પણ મણીબાએ અત્યંત આગ્રહથી રોકી છે. શાન્તાના ગુણ અને આવડત ઉપરાંત તેની નમ્રતાએ મણીબાને મુગ્ધ કર્યાં છે. કોઇનો છાંટો પણ લેતાં અભડાઇ જતાં મણીબા શાન્તાને પોતાની પાસે પાટલે બેસાડી જમાડતાં, એને હાથે મોસંબીનો રસ કઢાવી ઠાકોરજીને ધરાવતાં. એનો કાપેલો, સીવેલો "વાઘો" પ્રભુને પહેરાવતાં, અને શાન્તાની આવડતને વખાણતાં.

પૂર ઠાઠમાં દીવાનખાનું શણગારવામાં આવ્યું હતું. વચમાં જ એક મોટી આરામચેરમાં શારદાને સુવાડી હતી, પાસે જ શાન્તાબાઇ નર્સ બેસી હારમોનિયમ વગાડતી હતી. થોડીક શારદાની બહેનપણીઓ વારાફરતી ગાતી હતી. તેમાંથી એકે ગાયું

"સૃજેલાં શ્રી પ્રભુજીએ, મનુજો સર્વ સરખાં છે."

એટલામાં મણીબાએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો તેમના એક હાથમાં સુંદર પેટી હતી. બીજા હાથમાં ફૂલહાર હતો. તેઓ સીધાં શાન્તા પાસે આવ્યાં અને એના ગળામાં ફૂલહાર પહેરાવી પેટીમાંથી એક સોનાની સાંકળી અને ચાર બંગડી તેના હાથમાં મૂકતાં ગળગળાં થતાં બોલ્યાં: "શાન્તાબાઇ ! તમારો ઉપકાર અમારાથી ભૂલાય તેમ નથી. તમે આટલી ખંતથી ચાકરી કરી ન હત તો મારી શારદા બચવાની ન હતી. અમારાથી તમારો શો બદલો વળવાનો છે. તમે તો આ દયાનો પંથ પકડી તમારા જીવનનું સાર્થક કર્યું છે. અમા-રાથી શું થવાનું છે ?" શાન્તાબાઇ પોતાનાં વખાણ સાંભળી નીચું જોઇ રહી. બીજાં બધાંએ વખાણમાં પૂરવણી કરી. થોડી ક્ષણમાં સ્વસ્થતા મેળવી શાન્તાબાઇએ ઊભાં થઇ મણીબાનો ઉપકાર માન્યો અને પોતાની ઉન્નતિમાં મણીબા જ સહાયભૂત થયાં છે એમ કહ્યું, ત્યારે મણીબા તો ફુલાઇ જ ગયાં શાન્તાબાઇએ કહ્યું, "મનુષ્ય, નરમાંથી નારાયણ થાય છે. તેનામાં આત્મવિશ્વાસ હોવો જોઇએ અને સારા મનુષ્યોનો સહવાસ પણ હોવો જોઇએ. શેઠાણી ન હત તો આજ

શાન્તાબાઇના નામથી મારી ખ્યાતિ વધી ન હત. અને જે "દયાળુપણા"ને મણીબાએ વખાણ્યું એ "દયાળુત્વ" એમણે રાખ્યું હત તો આજ હું આ સ્થિતિએ પહોંચી ન હત. અજાણતાં ઘણી વખત કોઇનું બૂરું કરી જવાય છે. તેનો જીવંત દાખલો હું છું. છેવટમાં શેઠાણીએ મારા તરફ માયા દેખાડીને મને ભેટ આપી છે તે ઉપકાર સાથે હું સ્વીકારું છું. અને હું ગરીબ નર્સ એક નજીવી ભેટ આપું છું, તે મણીબા સ્વીકારી મને આભારી કરશે તો મારી સેવા સફળ થયેલી માનીશ. એટલું બોલી તેણે એક બંડલ શેઠાણીના હાથમાં આપ્યું. સહર્ષ મલકાતાં મલકાતાં શેઠા-ણીએ એ છોડયું તો ઘણાં વર્ષો પહેલાં શામલીનો પડછાયો જેના ઉપર પડયો હતો તે પાં....ચ...રૂ....પી...આ....ની સાડી હતી.



# ૭

# અછૂતોદ્ધારક!

[ અંધશ્રદ્ધાળુ શ્રીમંતો પોતાના સ્વાર્થ માટે અછૂતોદ્ધારની મોટી મોટી વાતો કરે છે; પણ તેમનાં હૃદયમાં અંત્યજો માટે કંઇ લાગણી હોતી નથી. વર્તમાનમાં ખેલાતા ખેલની તાદૃશ કથા છે. વાચકોએ જરૂર આ વાર્તા વાંચી જવી જોઇએ.

મંદિરનાં ચોગાનમાં ભાવિકોની ભીડ વધતી જતી હતી. મોટરો અંદર પેસતી ત્યારે પગે ચાલતા ભક્તો ઉપર પાણીમાં સારી રીતે પીલાયેલો કાદવ ઊડતો. એ તેમનાં સદ્‌ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય !

પ્રભુદ્વારનો કાદવ કાંઇ સર્વના નસીબમાં હોય છે ? મંદિરમાં ગુલાબી અને પીરોજી સાળુઓ ઉપર ભાતભાતની કીનારીઓમાં ઢંકાએલ યુવતીઓની ઠઠ્ઠ જાણે વસ્ત્રાલંકારનું પ્રદર્શન હોય તેમ સ્ત્રીઓ પોતેજ એકબીજીને જોયા કરતી હતી. ભગવદ્દર્શનને નામે આવેલા કેટલાએ "ભક્તો" ભગવાન કરતાં એની વિભૂતિ રૂપ સંસારને શોભાવનારી નારીજાતિનાં દર્શન કરી રહ્યા હતા. આરતીને થોડી વાર હતી. એટલે પૈસાદાર સ્ત્રીઓ પ્રભુને ચરણે રૂપીઓ મૂકી તે વડે ઠેઠ તેનાં પગથિયાં ઉપર મૂખિયાજી સાથે વાતો કરતી બેઠી હતી. જ્યારે પૈસામાંથી પૈસો બચાવી પ્રભુચરણે ધરનાર ગરીબ બાઇઓ ધક્કા ખાતી હતી. કોઇનો દાગીનો પડી જતો, તો કોઇનું બાળક પડી જતું. એવો કોલાહલ એ દેવાલયમાં મચી રહ્યો હતો.

મંદિરની સામે જરા દૂર ઊભો રહીને એક મનુષ્ય અનન્ય ભાવે પ્રભુને સ્તવતો હતો. તેનાં નયન પ્રભુમાં જાણે ચોંટી જ ગયાં હતાં. આટલો મોટો કોલાહલ એના ચક્ષુને કે કર્ણને જરાયે અસર કરી શકતો નહોતો. સામે જ મંદિરનાં પગ-

થિયાં ઉપર પ્રભુથી ત્રણ ફૂટને છેટે બેઠેલાં એક શેઠાણી ચારે બાજુએ જોતાં જોતાં પૂજારી સાથે વાત કરતાં હતાં. તેમને હાથ ઘડીમાં પોતાના ગળામાં પડેલા હીરાના હાર ઉપર જતો, તો ઘડીમાં હાથની બંગડી પર ફરતો. તેમની નજર દૂરથી એકધ્યાન ધરી પ્રભુને નિરખતા ભકત ઉપર પડી. તે ચોકયાં, તેનો ચહેરો એમને જાણીતો લાગ્યો. એમણે ધીમેથી પોતાની પાછળ ઊભેલી રુક્ષ્મણી નામની બ્રાહ્મણીને પૂછ્યું. જુઓ તો ! પેલો માણસ આપણે ત્યાં ઝાડુ મારવા આવતો તે ચંદુ તો નહિ ? શેઠાણીના હુકમને માથે ઉઠાવી ખીબાએ ત્યાં જઇ તપાસ કરી. તેમની ખાત્રી થઇ કે એ તો ચંદુ જ. અને તુરત ચાતક સમ તાકી રહેલાં શેઠાણીનાં નયન સાથે નયન મેળવી અમૃતપાન કરાવ્યું.

એ તો એ જ. બાપ રે ! શેઠાણી આંખો ચગાવીને બોલ્યાં. લક્ષ્મીશંકર, આ શું ? આ મંદિરમાં હવે ઢેઢને આવવા દો છો ! ! !

જરાક ગભરાવવાનો દેખાવ કરતા લક્ષ્મીશંકરે પ્રભુ-પ્રસાદથી પ્રાપ્ત થએલા પેટ પર હાથ ફેરવતાં ચંદુની સામે જોયું. અને જાણે ઓળખાણ પડી હોય તેમ બોલ્યા, " બા ! કોણ પેલો ચંદુ છે તેને કહો છો ને ? "

" અરે ! આ શું કરો છો ? મંદિરમાં પ્રભુ પાસે એનું નામ દેવાય ? " શેઠાણીએ ભૂલેલા પૂજારીજીને ચેતાવ્યા... ........અને આગળ બોલ્યાં કે " ઝટ કરો કોઇ માણસ પાસે

એને બહાર કઢાવો."

"પ......ણ......પા......શેઠે તો આ લોકને અંદર આવવા દેવાનો હુકમ આપ્યો છે. તે દિવસે પૂનેથી આવ્યા ત્યારે જ મને કહી ગયા હતા, અને છાપામાં પણ આવ્યું છે કે આ મંદિર અછૂતો માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છે; એટલે શું થાય? છતાં અમે તેમના મુકાદમને બોલાવી ખૂબ ધમકાવ્યો છે કે ખબરદાર કોઇ મંદિરમાં આવ્યું છે તો! હાડકાં ભાંગી જશે."

પણ એ વાત મારા મંદિરમાં નહિ ચાલે. શેઠને જોઇએ તો દશ હજાર ખર્ચીને બીજું મંદિર બંધાવે, સમજ્યા. કાઢો એને બહાર. ક્યાં છે પટાવાળો?

પટાવાળા લક્ષ્મણને હુકમ મળ્યો એટલે પૂછવું જ શું? તેણે ચંદુને ઉધડો જ લીધો. 'લુચ્ચા! ઠાકોરજી તારા બાપના છે કે અહીં દર્શન કરવા આવ્યો છે?" નીકળ સાળા... સુવર....વગેરે પુષ્પાંજલી ભણતો તે ચંદુને ઠેઠ ઝાંપા બહાર મૂકી આવ્યો. નિરાધાર ચંદુએ જતાં પહેલાં "દીનદયાળ" પ્રભુ સામે જોયું, જાણે કહેતો ન હોય કે તારી "દીનદયાળુતા" ક્યાં ગઇ છે!

ચંદુ તો ગયો. પણ ઢેઢ હતો...અછૂત હતો...એ વિચારથી કેટલાય "પવિત્રો" અપવિત્ર થઇ ગયા અને પ્રભુને બારણે જ તેનાં બાળકોને હજારો ગાળો દેતા દેતા પ્રભુને ચ પડતા

મૂકી પોતે નાહવા ગયા. શેઠાણી પણ તે દિવસે વહેલાં ઊઠી ગયાં અને ફરીથી આવું ન બને માટે મૂખિયાજીને તાકીદ કરી.

× × × ×

"આવો, આવો, જમનાદાસ શેઠ. તમારી જ ખોટી હતી. આપણા પ્રોગ્રામને આગળ વધારવા માટે શું કરવું ઠીક પડશે એમાં તમારી સલાહ અગત્યની છે." માધવજી શેઠ પ્રસ્તાવના કરતા હોય એમ આવકારમાં એટલું બોલી ગયા.

આજે અછૂતોદ્ધારક સમિતિની સભા હતી. એટલે માધવજી શેઠના બંગલાની શોભામાં વધારો થયો હતો. કારણ આજે સર મરઘાદાસ કોબરદાસ એમને બંગલે સમિતિના કામકાજને અંગે પધારવાના હતા. એમના મોટા બંગલાને પૂર રોશનીથી અજવાળવામાં આવ્યો હતો. નવા રેશમી ટેબલ ક્લૉથ અને પડદા ઉપરાંત ચાંદીનાં ફ્લાવર પૉટ્સથી દિવાનખાનાને શોભાવવામાં આવ્યું હતું. તે ઉપરાંત આવેલા માનવંતા મહેમાનો માટે ફ્રુટસ અને રેડિયો એટલું તો હોય જ.

સર સાહેબ આવી જતાં કામકાજ શરૂ થયું. શેઠ માધવજીભાઈએ આજસુધીના કામકાજનો રિપોર્ટ વાંચ્યો. જેમાં "મંદિરપ્રવેશ" ઉપર ભાર મૂકીને લખવામાં આવ્યું હતું કે શહેરના સુપ્રસિદ્ધ શેઠશ્રી માધવજીભાઈ મંગળભાઈએ પોતાના હસ્તેનું મંદિર પહેલવહેલું ખુલ્લું મૂકીને ઉત્તમ પ્રથાને આગળ વધારી છે. તેમને ત્યાં અછૂતો બીજી ઉજળી

કોમ સાથે મળીને સુખેથી સાથેસાથે જ દર્શન કરી શકે છે. વળી તેમનાં ધર્મપત્ની ચંદનબાઇએ અછૂત બાળકોની કેળવણી માટે રૂા. ૧૦૦૦) દાનમાં આપ્યા છે; તેમ જ અંત્યજ બાળકો અને સ્ત્રીઓનો મેળાવડો કરી તેમને મીઠાઇ અને ખાદીની ભેટ આપી છે. આ પછી બીજી ઘણીએ બીના વંચાઇ ગઇ. તાળીઓના અવાજ વચ્ચે શેઠ બેસી ગયા. હવે આગળના કામકાજ માટે વાતચિત થવા લાગી. ઘણી વાતોમાંથી એક વાત નક્કી થઇ કે....અછૂતો માટે એક "કીર્તન" ગોઠવવું. અને એ દરખાસ્ત એક યુવકે મૂકી હતી. ગડબડવાડીમાં આવેલા શ્રીમંતો સ્થાપિત પ્રભુના મંદિરમાં આવેલા ચોગાનમાં કીર્તન ગોઠવવું. પણ એ ઠરાવ આવતાં જ માધવજી શેઠના મોઢાનો રંગ ઊડી ગયો. "અ....રે! જગાભાઇ! મંદિરનું શું કામ છે? આ મારી વાડીમાં જ કીર્તન કરાગેને?"

"પણ શેઠ! ઠેઠ નેપ્યન સી રોડ પર આવે કોણ? મંદિર શું ખોટું છે?" ઘણી રકઝક પછી મંદિરમાં જ ભજન કરવાનું નક્કી થયું અને કીર્તનનો ઠરાવ પાસ થયો. અને સમિતિના આજસુધીના સેક્રેટરી શેઠ માધવજીભાઇએ ગોઠવણ કરવાની ભલામણ કરવામાં આવી. સર્વ ચા પાણી લઇ ઊઠી ગયા, અને ચાલતી પકડી.

× × × ×

સવારના પહોરમાં બાગમાં ફરતાં માળીએ શેઠના હાથમાં તાજા સમાચાર આપતું બે પાનાવાળું છાપું મૂક્યું. શેઠે

ઉઘાડયું હતું તો શેર, રૂ, સોનું વગેરેના ભાવ જોવા, પણ મોખરે જ રાતની સમિતિનો રિપોર્ટ અને કીર્તનની ગોઠવણનો ઠરાવ જણાયો. વાંચીને શેઠના પગ નીચેથી પૃથ્વી સરતી લાગી. તેઓએ ભગીરથ પ્રયત્નથી ઊભા રહી સાળીને બૂમ મારી કહ્યું કે "આંધળા ! દેખતો નથી ! ખુરશી લાવ, ખુરશી." અને શેઠની ક્રોધભરેલી બૂમથી આકર્ષાઇ શેઠાણી —ચંદનબહેન—પણ આવ્યાં.

"શું છે ? શું આવ્યું છે ? છાપામાં શું છે ? કેમ બૂમો પાડો છો ?" એમ પૂછતાં શેઠ પાસે આવી ઊભાં.

"શું થાય ? નખ્ખોદ જજો આ જમાનાનું. આ તો કાંઇ જમાનો છે ! આ જરા કાંઇ વાત હોય તો સીધી છાપામાં જ. જાણે છાપાવાળાના બાપનું જ રાજ્ય ચલતું હોય તેમ..." શેઠ તો એક પછી એક બળાખા કાઢતા જ રહ્યા.

"પણ બન્યું છે શું ?" શેઠાણીએ પોતાનું પાંચેક મણનું નાજુક શરીર ખુરશીના હાથા પર ગોઠવવા પ્રયત્ન કરતાં કરતાં ફરીથી પૂછ્યું.

"આ પેલા જગાનું કારસ્તાન છે. તેણે જ આ પેપરમાં આપ્યું," અસ્પૃશ્યો માટેનો "પ્રેમ" ઉભરાવતાં શેઠે ચંદન-બહેનનું ધ્યાન મોટા અક્ષરથી લખાયેલા રાત્રિના અહેવાલ પર ખેંચ્યું.

"પણ આ શું ! મેં કયારે અસ્પૃશ્યોનાં સ્ત્રીબાળકોને

બોલાવ્યાં છે ! અને હજાર રૂપીઆ ક્યારે કોણે આપ્યા ? મૂવો જૂઠો ! સત્યાનાશ જજો આ છાપાવાળાઓનું. કોઇ હલકટ જાત છે. જૂઠું છાપતાં પહેલાં આપણને પૂછે તો ખરા ?” સત્યાસત્યને છણતાં શેઠાણી બોલી ઊઠયાં.

“ અરે ! એ તો મેં રિપોર્ટમાં લખેલું; કારણકે મારે એ મૂર્ખાઓનો લાભ લેવો છે. આવતે વર્ષે મારે શહેર-સુધારક સમિતિમાં દાખલ થવું છે. તે આમ મને મત મળે અને જે કામ માટે પાંચ હજાર ખર્ચવા પડે તે જ કામ એક હજારમાં પતી જશે. સમજીને ?” શેઠે પોતાની ઉદારતામાં રહેલો “ નિઃસ્વાર્થ ! ” ભાવ પ્રગટ કર્યો.

“ અરે સૂઇ ગયું તમારું શહેરસુધારું. મારું નામ આમાં શા માટે મૂકયું ? મારે અછૂતો અને ખાદી સાથે શું લાગે-વળગે ? તમને આવી દુર્બુદ્ધિ કોણે આપી ?” શેઠાણીએ હૃદયનો ઉભરો ખાલી કર્યો.

“ પણ ગાંડી, આટલી બધી શું કરવા ગુસ્સે થાય છે ! આ તો તારા નામથી હોય તો આટલી નાની રકમ પણ મોટી દેખાય. મારા નામથી ન ચાલે. હજારમાં શું ! એમ કહેવાય.” શેઠે આંટી સમજાવી અને શેઠાણી ઠંડાં પડયાં.

* * * *

રવિવારના છાપામાં આવેલી જાહેરખબરે સર્વનું ધ્યાન ખેંચ્યું. એ નીચે પ્રમાણે હતી:

"ગડબડવાડીમાં આવેલા "શ્રીમંતોસ્થાપિત" શ્રી ઠાકોરજી મંદિરના ચોગાનમાં "હરિકીર્તન" કે બીજા જાહેર મેળાવડા કરવાની મનાઇ કરવામાં આવે છે. એ દેવળ શ્રીમતી બાઇ સુંદરાબાઇ મંગળભાઇએ બંધાવેલું છે. તેમાં તેમના પુત્રો શેઠ માધવજીભાઇ કે શેઠ મકનજીભાઇને લાગતું-વળગતું નથી."

આ જાહેરખબરથી અસ્પૃશ્યોદ્ધારક સમિતિના સભ્યોમાં મોટો ખળભળાટ મચી રહ્યો. સમિતિની તાત્કાલિક સભા મળી અને હરિકીર્તન જગાભાઇને ઘેર કરવાનું રાખ્યું. દીવાબત્તીના ખર્ચ માટે માધવજી શેઠે કહ્યું કે ગઇ સમિતિ વખતે મને ઘણું ખર્ચ થએલું છે; છતાંએ બત્તી મારે ખર્ચે મંગાવજો. બાકી હવે મારાથી મારે ઘેર કાંઇ જ બનશે નહિ. સમજદારો સમજી ગયા કે માધવજી શેઠની ઊલ બગડી છે. તેમણે રાજીનામું આપ્યું, અને તેમને સમિતિમાંથી મૂક્ત કર્યા.

* * * *

હરિકીર્તન થયું તેમાં ઘણાએ નામાંકિત સજ્જનો આવ્યા. બરાબર ભજન જામ્યું હતું, તેમાં ભંગ પડયો. એક ખાટલો ઊંચકીને ચાર વ્યક્તિ દાખલ થઇ, તેમાં એક જગાભાઇ પણ હતા.

ખાટલામાં લોહીલુહાણ થયેલો ચંદુ હતો. સર્વની ઉત્સુકતા વધી પડી. પૂછપરછ કરતાં જણાયું કે ચંદુ મહાર

શેઠ માધવજી શેઠે ખૂલ્લા મૂકેલા મંદિરમાં હમેશાં દર્શન કરવા જતો તેને છેટેથી દર્શન કરવાનો હુકમ હતો, તે પ્રમાણે તે કરતો હતો. પણ ગઈ કાલે શેઠાણીના હુકમથી એને બહાર કાઢવામાં આવ્યો હતો. છતાં આજે તે ફરીથી ત્યાં ગયો હતો. એટલે મંદિરના ચોગાનમાં જ તેને પ્રસાદ (માર) આપવામાં આવ્યો હતો; એટલું જ નહિ પણ લોહી-લુહાણ સ્થિતિમાં તેને બહાર ફેંકી દેવામાં આવ્યો હતો.

ભેગા મળેલા લોકોએ હાહાકાર કર્યો, પણ કીર્તનકાર જરાએ ડગ્યો: નહીં, એણે તો કોલાહલ શાન્ત થતાં પ્રાર્થના કરી કે " પ્રભુ, તું તે મંદિરમાં તો નહિ જ હોય.

....જો તું ત્યાં હતો તો તારા સર્વથી...

દુર્બળ બાળકનું લોહી તારા આંગણામાં ન રેડાય. પ્રભુ ! આ કંગાળ શ્રીમંતોના મનની દુર્બળતા દેખીને તું ત્યાં તો નહિ બેઠો હોય. આ શ્રીમંતો લક્ષ્મીની લાલચમાં અને ભોગતૃષ્ણાની જાળમાં સર્વને વંદે છે, પણ તારા નામને માટે તને સમદ્રષ્ટિવાળો સિદ્ધ કરવા કંઇ જ કરવા તૈયાર નથી. હે ! પ્રભુ ! એમની આંખો તું ઉઘાડ. "





# સૌભાગ્યકંકણ

વરસાદ મુસળધાર વરસતો હતો. પાછલો પહોર હોવાથી વાદળોમાં ઢંકાયેલા સૂર્યવડે સર્વત્ર ઘનઘટાની અંધારી છાયા છવાઇ રહી હતી; છતાં દિવસની ઝાંખી પ્રતિભા પડતી હતી. પણ એ અનાથ સરખા જણાતા ઓરડામાં તેનો પ્રકાશ જરાયે પ્રવેશતો ન હતો. દરિદ્રતા,

મૂર્તિમંત દરિદ્રતા, જાણે સપરિવાર ત્યાં ઊતરી પડી હોય, તેવો આખો ઓરડો જણાતો હતો. થોડાં ફાટેલાં ગોદડાં અને એક તૂટેલા ખાટલા સાથે ત્રણ ફૂટેલાં જેવાં વાસણો સિવાય મનુષ્યોપયોગી એક પણ વસ્તુ ત્યાં દેખાતી ન હતી.

ત્રણ ત્રણ દિવસના અપવાસ પછી ફૂલ સમો 'રામ' આજે શ્વાસ છોડતો હતો. જના મરતા પુત્રને ખોળામાં લઇ અસહાય બેસી રહી હતી. પાસે જ એક ફૂટેલો પ્યાલો વાંકો મૂકેલો હતો. તેમાંથી પાણીનાં ટીપાં એ મરતા બાળકને આપવા સિવાય આજે એની પાસે બીજું કંઇ જ ન હતું. બાળકે આંખ ઉઘાડી. એક વાર—અરે ! છેલ્લી વાર, માતા સામે જોયુ અને એ તેજહીન થઇ ગયેલી નાજુક આંખો સદાને માટે આ સ્વાર્થી સંસાર પ્રત્યે બંધ થઇ. જના એ જોઇ રહી. એ રડી નહિ, એણે બૂમ પણ ન પાડી. એની આંખમાં આંસુ આવવા જેટલું નીર ક્યાં હતું ? બૂમ પાડવા જેટલી શકિત ક્યાં હતી ? અને હોત તોપણ ક્ષયપીડિત પતિને પુત્રમરણ જણાવવા એ ખુશી પણ ક્યાં હતી ?

કેટલીય વાર સુધી મરેલા પુત્રના નિશ્ચેષ્ટ મુખ સામે તે જોઇ રહી. એની વિચારસરણી સરવા માંડી. એનાં અંતરચક્ષુ સમક્ષ પોતાના લગ્નથી માંડીને આજસુધીનો ઇતિહાસ તરવરી ઊઠયો. ગામડામાં સાસુસસરા પાસે એને કેટલું સુખ હતું ? એની ખુલ્લા મેદાનમાંની ઝૂંપડી સ્વર્ગ સમી હતી. પણ એક દિવસ ત્રિભુએ આ ગંદા શહેર તરફ પ્રયાણ કર્યું

અને મીલના ઘોંઘાટ ભરેલા કારખાનામાં નોકરી લીધી. પરિણામે ક્ષય થયો અને આજે ત્રણ ત્રણ મહિનાથી દુ:ખ અને દરિદ્રતાએ તેમને ઘેરી લીધાં. આજે પુત્રના મરણ સાથે સંધાયેલા ભૂખમરાની કથા એ અંધારા કિલ્લા સમી શહેરની ઓરડીમાં એ કોને કહે ? કોણ સાંભળે ? અનેકાનેક વિચારમાં ડૂબેલી જનાના કર્ણમાં ભણકારા સમો ધીમો અવાજ પેઠો, જના !

અને પુત્રના મૃતદેહને સંભાળથી નીચે ગોદડી ઉપર મૂકી જના ઊભી થઇ. ત્યાં તો બીજો અવાજ આવ્યો, જ....ના.

જના દોડતી ત્રિભુની પાસે આવી. તે ટુંટિયું વાળીને ભૂખના દુ:ખને સમાવતો પડયો હતો. તેણે જનાને આવેલી જોઇ કહ્યું: જના, મને જરા બેઠો કરને ! મારા હાડકાં જાણે બળતાં હોય તેમ થાય છે. મને જરા પાણી પાઇશ ?

જનાએ એક ફાટેલી ગોદડીનો ગોટો કરી ભીતે અડાડીને મૂકયો, અને જેમતેમ ત્રિભુને ટેકાથી બેસાડયો. પાણી ભરી મૂકવાનું સાધન કયાં હતું ! એ કંગાળ ઓરડીમાં નળ તો હોય જ કયાંથી ? જનાએ લાચારીએ પુત્ર પાસેનું પ્યાલું ઊંચકયું અને ઘવાતે દિલે એ અપવિત્ર ગણાતું પાણી ત્રિભુના સુકાતા ગળામાં રેડયું,

તે બોલી: તમારા શરીરમાં તાવ વધારે છે. તમે થોડી ઊની ઊની ચા પીશો ?

ચાનું નામ સાંભળી ત્રિભુના મુખ ઉપર આનંદ ફેલાયો, પણ બીજી જ ક્ષણે નિરાશાથી તે ઝૂકી પડયો: જ......ના ! તું ચા કયાંથી લાવીશ ? કોણ આપશે ?

હૃદયને પથ્થર સમું કરતી જના, તેની પાસે બેસી ગઇ; જો ત્રિભુ, એમ નિરાશ ન થા. મારી પાસે હજુક થોડાક પૈસા છે, તેની હમણાં જ ચા લાવું છું. થોડું પાઉં પણ લાવીશ હોં ! તું અધીરો ન થતો. આ હમણાં જ લઇ આવું છું. જો જરા તારા પગ ઢાંક, શરદી વધારે છે.

એમ કહી ફાટેલી ગોદડીનો ડૂચો ત્રિભુના પગ ઉપર ઢાંકી જના ઊભી થઇ, હાથમાં એક પ્યાલું લઇ એ બહાર નીકળવા તત્પર થઇ. મરેલો પુત્ર જ્યાં સુવાડયો હતો ત્યાં એક દૃષ્ટિ કરી એ બહાર નીકળી.

શું કરું ? કયાંથી પૈસા લાવું ? શું વેચું ? એવા વિચારની હારમાળા વચ્ચે તેની દૃષ્ટિ પોતાના હાથ ઉપરની દાંતની ચૂડી ઉપર પડી. હા ! એના થોડા પૈસા આવે ખરા ! પણ 'લગ્ન-ચૂડી,' કેમ વેચાય ? અને મારા હાથ ઉઘાડા થાય એ તો અપશુકન જ ગણાયને ? અરે ! એ શુકનઅપશુકન કોને માટે ? જેની રક્ષા માટે તે વેચવાની છે, તેના જ માટે ને ? એ તો આજે ભૂખથી જાય છે. ત્યારે મારે શુકન શેના ! વરસતા વરસાદમાં કોઇ જાતના સાધન વિનાની જના, ત્રિભુ માટે ચા લેવા બહાર પડી,

થોડેક દૂર એક મારવાડી મજૂરોનો માલ ઘરાણે રાખવાનો અને પૈસા ધીરવાનો ધંધો કરતો દુકાન રાખી રહ્યો હતો, ત્યાં એ ગઇ. દુકાનમાં પેસતાં જ મારવાડીએ દુઃખી જનાની મુઝવણ માપી લીધી. એના હૃદયમાં આજે દયાનો સંચાર થયો. ઉઘાડા હાથને ફાટેલી સાડીના પાલવથી ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કરતી, જનાએ ચૂડીઓ મારવાડીના હાથમાં મૂકી.

હાથમાંની ચૂડીને તપાસતો મારવાડી બોલ્યોઃ આનું શું આપું ?

જેટલું તમારાથી બને તેટલું વધારે ભાઇ ! જનાએ કરુણ અવાજે જવાબ આપ્યો.

પેટી ઉઘાડી બે રૂપીઆ કાઢતાં મારવાડી બોલ્યોઃ લે બહેન, બીજા જોઇએ ત્યારે લઇ જજે.

ઘસાઇ ગયેલી ચૂડીના બે રૂપીઆ ! જનાને એ સત્ય થોડીક ક્ષણ સમજાયું નહિ. સાવધ થતાં તેણે ઇશ્વરનો આભાર માન્યો. આભારથી મારવાડી સામે જોઇ તેણે રૂપીઆ મૂઠીમાં જોરથી પકડયા અને બહાર નીકળી.

મજૂરો માટેની એ હૉટેલ હતી. માલિક ખૂબ ધમાલમાં હતો. આજે દશમી તારીખ હોવાથી મજૂરો ખૂબ ગેલમાં હતાં. કારણ આજે પગાર મળ્યો હતો. એવી ધમાલમાં જનાનો અવાજ કોણ સાંભળે ? ઘણા પ્રયત્ને એક છોકરાએ એક પ્યાલો ચા અને પાઉં લાવી તેની આગળ ધર્યાં. પણ તે પહેલાં

તો થાકેલી છ છ દિવસની અપવાસી જના પડી ગઇ હતી. રૂપીઆ ક્યાંય ગબડી ગયા હતા! હૉટેલમાં ઘોંઘાટ વધ્યો અને રસ્તાની પોલીસનું ધ્યાન ખેંચાયું. જનાના નિશ્ચેતન શરીરને હૉસ્પિટલમાં તપાસ માટે લઇ જવામાં આવ્યું; અને હૉટેલમાં પાછી ખાણીપીણી શરૂ થઇ.

+ + + +

સાતના ટકોરા થયા પણ જના પાછી ન જ ફરી. જ.... ના, જ....ના કરતો ત્રિભુ હવે અકળાયો. એને છત્રીશ કલાકનો અપવાસ હતો. આખા ઘરમાં અંધકાર અને ઠંડક પ્રસરી રહી હતી. ત્યાં પ્રકાશ માટેનાં સાધન હતાં નહિ, તો ઠંડી માટે સગડીની આશા ક્યાંથી?

ભીંતે ટેકતો ટેકતો તે ચાલવા લાગ્યો. જરાક જ આગળ ચાલતાં તેના પગે કંઇ ઠંડી વસ્તુ અડી. એણે બેસીને એ શું છે, તે જોવા હાથ ફેરવ્યો, તો એ ભયંકરતાનો તેના મગજમાં તરત જ ખ્યાલ આવ્યો. ઓ હરિ! તેં આ શું કર્યું? મારા બાળકનું મૃત્યુ! ઠીક, પ્રભુ! તારી ઇચ્છા. એ અહીં કરતાં તારે ત્યાં સુખી થશે. તું દયાળુ છે, તેથી જ એને છોડાવ્યો; આ ભૂખમરામાંથી એને બચાવ્યો.

હવે તેની ધીરજ ખૂટી. તેણે ફાટેલી ગોદડીને શરીર ઉપર વીંટી અને અંતિમ બળ ભેગું કરી તે બહાર નીકળ્યો. ગલીની બહાર આવતાં જ તેની આંખોએ અંધારાં આવ્યાં. એણે બે મહિનાના અંતરે આજ દીવાનો પ્રકાશ જોયો હતો.

છેલ્લો એ તાવભર્યો નોકરીમાંથી નીકળી ગયેલો આ રસ્તેથી ગયો હતો. તે આજે જ બહાર નીકળ્યો હતો.

વરસાદ રહી ગયો હતો. દીવા પ્રકાશી રહ્યા હતા. મનુષ્યનો અવરજવર વધી પડયો હતો. કામે ગયેલાં મનુષ્યો પાછાં વળતાં હતાં. પોલીસ રસ્તાની દેખરેખ રાખતા હતા. એટલામાં અગ્નિશાન્તિની ગાડી ઘંટ વગાડતી નીકળી. 'ઘોર' જેવી શાન્તિમાંથી નીકળેલો, ઓચિંતા કોલાહલમાં આવી પડેલો, ત્રિભુ ગભરાઇ ગયો. અને ગાડીવાળો સંભાળે તે પહેલાં તો અગ્નિશાન્તિની ગાડી–બંબો ત્રિભુના શરીર પર ફરી વળ્યો. એના જઠરાગ્નિના કષ્ટની કાયમી શાન્તિ કરીને ચાલ્યો ગયો.

પોલીસની ગાડી આવી અને લોકોના ટોળામાંથી માર્ગ કરી શબ'નો કબજો લીધો. પેલી જ હૉસ્પિટલમાં ટેબલ ઉપર ત્રિભુના શબને સુવાડયું, સાથેના ટેબલ ઉપર જનાય અખંડ શાન્તિમાં સૂતી હતી.

જ્યુરીની તપાસ પૂરી થઇ અને જનાત્રિભુનાં શબોને એક જ ખાડામાં સોડમાં સુવાડ્યાં. પોલીસને ખબર ન હતી, પણ તે દીનદયાળુ જાણતો હતો કે એ શ્રીમંતોની કૃપણતાનો યજ્ઞ પ્રદિપ્ત રાખવા હોમાયલાં દુઃખી કુટુમ્બોમાંનું એક યુગલ હતું.

આજે ત્યાં સ્મૃતિચિહ્ન, મનુષ્યકૃત નથી બન્યું. પણ

તો થાકેલી છ છ દિવસની અપવાસી જના પડી ગઇ હતી. રૂપીઆ ક્યાંય ગબડી ગયા હતા! હૉટેલમાં ઘોંઘાટ વધ્યો અને રસ્તાની પોલીસનું ધ્યાન ખેંચાયું. જનાના નિશ્ચેતન શરીરને હૉસ્પિટલમાં તપાસ માટે લઇ જવામાં આવ્યું; અને હૉટેલમાં પાછી ખાણીપીણી શરૂ થઇ.

+ + + +

સાતના ટકોરા થયા પણ જના પાછી ન જ ફરી. જ.... ના, જ....ના કરતો ત્રિભુ હવે અકળાયો. એને છત્રીશ કલાકનો અપવાસ હતો. આખા ઘરમાં અંધકાર અને ઠંડક પ્રસરી રહી હતી. ત્યાં પ્રકાશ માટેનાં સાધન હતાં નહિ, તો ઠંડી માટે સગડીની આશા ક્યાંથી?

ભીંતે ટેકતો ટેકતો તે ચાલવા લાગ્યો. જરાક જ આગળ ચાલતાં તેના પગે કંઇ ઠંડી વસ્તુ અડી. એણે બેસીને એ શું છે, તે જોવા હાથ ફેરવ્યો, તો એ ભયંકરતાનો તેના મગજમાં તરત જ ખ્યાલ આવ્યો. ઓ હરિ! તેં આ શું કર્યું? મારા બાળકનું મૃત્યુ! ઠીક, પ્રભુ! તારી ઇચ્છા. એ અહીં કરતાં તારે ત્યાં સુખી થશે. તું દયાળુ છે, તેથી જ એને છોડાવ્યો; આ ભૂખમરામાંથી એને બચાવ્યો.

હવે તેની ધીરજ ખૂટી. તેણે ફાટેલી ગોદડીને શરીર ઉપર વીંટી અને અંતિમ બળ ભેગું કરી તે બહાર નીકળ્યો. ગલીની બહાર આવતાં જ તેની આંખોએ અંધારાં આવ્યાં. એણે બે મહિનાના અંતરે આજ દીવાનો પ્રકાશ જોયો હતો.



# ગરીબની હાય

વીશી દેખાવમાં બહુ ભપકાદાર ન હતી તોપણ વીશીવાળો શોખીન માણસ છે, એમ ત્યાંની સજાવટથી જણાતું હતું. તેના નાના પણ સુંદર ગોઠવણવાળા ઓરડામાં ભીંતોએ કાગળ ચોડી ચૂનાની ક્ષતિને ઢાંકવાનો પ્રયત્ન સફળ થએલો જણાતો હતો. એક જૂની-

પુરાણી દુકાનમાંથી લગભગ સર્વ માલ ખરીદ્યો હોય તેમ જણાતું હતું. છતાં જૂના લૅમ્પને પૉલિશ કરવામાં આવ્યું હતું. જરા તૂટેલી નેતરની ખુરશી ઉપર રંગીન કાપડથી કવર કરી તેને સુશોભિત બનાવી હતી. એકંદર રીતે મધ્યમ વર્ગની જરૂરિયાત પૂરી પાડે તેવી એ વીશી હતી. આજ ત્રણ દિવસથી એને ખુલ્લી મૂકવામાં આવી હતી અને જે ગતિથી ચાતક વર્ષાઋતુ માટે અધીરો થાય, તેવી જ ગતિથી પ્રવાસી માટે તેના માલિકની અધીરતા વધતી જતી હતી.

પરંતુ આજ બોતેર કલાક પૂરા થયા છતાં એક પણ પ્રવાસી તેની વીશીમાં આવ્યો ન હતો. આજે પણ લગભગ સંધ્યા થવા આવી હતી. વીશીનો માલિક ભગ્ન હૃદયથી એક ભાંગેલા મેજ ઉપર અધૂકડો બેસી ચિન્તા છુપાવવા હાથમાં જૂનું સમાચારપત્ર લઇ, સામા બેઠેલા માણસને પોતાનો ચહેરો ન દેખાય એવી રીતે બેઠો હતો.

એટલામાં એક પ્રવાસીએ વીશીના દ્વારમાં પ્રવેશ કર્યો. વીશીવાળો આનન્દાવેશમાં છલંગ મારી ઊભો થયો, આવનાર પ્રવાસીને કંઇ બોલવાની તક ન આપતાં નોકરને આજ્ઞા આપી દીધી, “ શેઠનો સામાન ઉપર લઇ જા, અને પહેલા નંબરના ઓરડામાં મૂક. ”

તે પ્રવાસીને ઉદ્દેશીને બોલ્યો, પધારો સાહેબ, પધારો. આપને માટે શું મંગાવું ? ચા લેશો કે કૉફી ? કહો તો ઠંડું પીણું મંગાવું, સાહેબ ! ”

જમી પરવારીને થાકેલો પ્રવાસી પલંગમાં પડયો. બત્તી હોય તો ઊંઘ ન આવે એવી આદત હોવાથી સૂતા પહેલાં બત્તી બૂઝાવી નાખી હતી. એટલે શાન્તિથી તેની આંખો ઢળવા લાગી. થોડું ઊંઘ્યો ન ઊંઘ્યો એવામાં બે બાળકો એક-બીજા સાથે વાર્તાલાપ કરતાં હોય તેવો અવાજ તેને સંભળાવા લાગ્યો.

એક બોલ્યો,

" નાનાભાઇ ! ઠંડી લાગે છે ? " બીજો બોલ્યો, " અને મોટાભાઇ ! તમને પણ લાગે છે કે ? "

અર્ધનિદ્રા ભરેલી આંખો ઉઘાડયા વિના જ પ્રવાસીએ બૂમ પાડી, " છોકરાઓ, ચાલ્યા જાઓ, આ ઓરડો તમારો નથી."

થોડી વારે ફરીથી એ જ સવાલ અને જવાબ. પ્રવાસી ઊઠયો, બત્તી કરી આખો ઓરડો તપાસી વળ્યો. કંઇ જ નહિ જોવાથી પોતે નિદ્રાદેવીને આધીન હોવાથી ભાસ થયો હશે એમ માની બત્તી બુઝાવી રજાઇ ઓઢી સૂઇ ગયો.

થોડીક ક્ષણમાં બાળકોનો વાર્તાલાપ ફરી શરૂ થયો. " નાનાભાઇ, ઠંડી લાગે છે ? " " અને મોટાભાઇ ! તમને પણ લાગે છે કે ? "

છલંગ મારી પ્રવાસી ઊભો થયો. બત્તી કરી કપડાં પહેરી બેગ હાથમાં લઇ ધમધમ કરતો દાદર ઊતર્યો. વીશી-

વાળાને જમવાના પૈસા લઇ લેવા જણાવ્યું, ઓચિંતી આફતથી વીશીના માલિકનો તો જીવ જ ઊડી ગયો. “ અરે ! પણ સાહેબ, શું છે તે તો કહો. આમ ઓચિંતા શા માટે ચાલ્યા જાઓ છો ? ” પ્રવાસી બૂટની દોરી ઠીક બાંધતાં બાંધતાં બોલ્યો, “ અહીં તો રજાઇ વાત કરે છે. મારે તો તમારી વીશીમાં મફત પણ રહેવું નથી. બોતેર કલાકની તપશ્ચર્યા પછી આવેલો પ્રવાસી આમ એકાએક ચાલતો થાય એ આફત વીશીવાળા માટે જેવીતેવી ન હતી. વીશીવાળાએ કહ્યું, “ સારામાં સારો ઓરડો તમને આપ્યો, ત્યારે આવી રીતે એકાએક ચાલી જાઓ છો એ તો મારી વીશીને હલકી પાડવા જેવું છે. સાહેબ, કદાચ આજે આપનાથી કંઇ કેફી પીણું વધારે લેવાઇ ગયું હશે. બાકી મારા ઘરમાં બાળકો છે નહિ, તો પછી તમારી રજાઇ ઉપર આવીને કોણ બોલે ? ” લાંબી ટૂંકી ભાંજગડ નહિ કરતાં પ્રવાસીએ જમણના પૈસા ટેબલ ઉપર મૂકી ચાલવા માંડયું.

× × × ×

બીજે દિવસ પણ વીશીવાળાને લાભકારી ન જ નીવડયો. તે દિવસે પણ બરોબર સંધ્યા સમયે એક પ્રવાસીએ આવી રાત્રિ ગાળવા માટે સારા ઓરડાની માગણી કરી. અને પેલો જ ઓરડો તેને આપવામાં આવ્યો. રાતનું જમણ જમી પ્રવાસી નિરાંતે પલંગમાં લાંબો થયો. બારણામાં જાપાનિઝ કાગળના પડદા લટકતા હતા. ભીંતે લગાડેલો લૅમ્પ પ્રકાશ આપી રહ્યો હતો.

એકંદર રીતે પ્રવાસીને માટે તે ઓરડો આનંદદાયી નીવડયો હતો. શિયાળાની ઋતુ હોવાથી રજાઇ પગથી માથા સુધી ઓઢીને તે સૂતો હતો. અને રજાઇની લંબાઇ પહોળાઇની મનથી પ્રશંસા કરી રહ્યો હતો. એટલામાં જ રજાઇમાંથી અવાજ આવ્યોઃ

" નાનાભાઇ ! ઠંડી લાગે છે ? " " અને મોટાભાઇ ! તમને પણ લાગે છે કે ? "

પ્રવાસીના શરીરમાં ઍરોપ્લેનની શક્તિનો પ્રવેશ થયો હોય તેમ એક કૂદકામાં ચાર વાર આધો કૂદી પડયો. કપડાં હાથમાં જ લઇ બૅગ બગલમાં મારી દાદર ઉપરથી જાણે ગબડતો હોય તેમ નીચે આવ્યો. વીશીવાળો હજુ નીચે કૉફી પીવા આવનારની સેવામાં જ એક જૂની ખુરશી ઉપર બેસી નોકરને આજ્ઞા આપી રહ્યો હતો. તેને આજે આ નવું ન હતું.

કારણ કાલે જ એક પ્રવાસી આમ ભાગ્યો હતો. એટલે શાન્તિથી ઊભો થઇ તેની પાસે ગયો અને નમ્રતાથી પૂછવા લાગ્યો, " કેમ સાહેબ, શું આજ્ઞા છે ? " પ્રવાસીએ ગભરાચલા અવાજથી જવાબ આપ્યો, " આજ્ઞા ! શું ? આજ્ઞા ! આ વીશી છે કે ભૂતખાનું ? તમારી રજાઇ તો નાના બાળકોની પેઠે વાત કરે છે, અને તે એક નહિ પણ બબ્બે બાળકો બોલે છે. સમજ્યા ? વીશી રાખો છો કે જાદુઘર ?

રજાઇની લંબાઇપહોળાઇ ૭×૫ ની હોવાથી કિંમત ઠીક આવશે એમ સમજી ઘરના માલિકે તેનો કબજો લીધો. બન્ને અનાથ બાળકો કરગરવા લાગ્યાં, " અમે શું ઓઢીશું ? રજાઇ જશે તો અમે મરી જઇશું. "

ક્રૂર ઘરધણીએ અટ્ટહાસ્ય કર્યું અને બોલ્યો, " મરી જશો તો શું પડી રહેવાનું છે! જાઓ, નીકળો મારા ઘરમાંથી."

બન્ને બાળકોને ટાઢથી થથરતાં બહાર કાઢી ઘરધણીએ ઓરડીનો કબજો લીધો અને બાળકો—

બરફના થરના થર ચડી ગયા હતા. જે રસ્તા ઉપર જનારને જાડામાં જાડાં મોજાં ઉપર ભારે બૂટ પહેરવા પડતા હતા.

એમાંના એક રસ્તા ઉપર બન્ને બાળકો એકબીજાને વળગીને શાન્ત નિદ્રામાં સૂતાં હતાં. હવે એમની પાસે નહોતુ કાંઇ ગીરો મૂકવાનું કે નહોતો રજાઇ આપતાં ત્રાસ થવાનો. અખંડ શાન્તિમાં સૂતેલાં એ બાળકોને દયાની દેવી હળવે રહીને ઊપાડી ગઇ અને પોતાના મંદિર પાસેના બાગમાં નાનકડી કબરમાં તે પ્રભુનાં મોંઘાં બાળકોને સુવાડયાં. ત્યાં બેસી તેણીએ જગત્ સામું જોયું અને ધનતૃષ્ણાથી મૂઢ બનેલા ધનિકો માટે પ્રભુ પાસે દયા યાચી.

× × × ×

આ તે રજાઇની કથા ! જે દિવસે બાળકો તેમાં સુખ



હું એડવોકેટ થયો ત્યારે સુધાનો ખોળો ત્રણ બાળકોથી પુરાયલો હતો. પ્રા૦

સંતાડી એકબીજાને પૂછતા હતા તે દિવસે જ રજાઇમાંના રૂમાં તેમના સ્વર પ્રવેશી ગયા હતા, અને જ્યારેજ્યારે શ્વાસોચ્છ્વાસનું ઘર્ષણ થતું ત્યારેત્યારે ફોનોગ્રાફની થાળી (રેકર્ડ) પેઠે સ્વર ગૂંજી ઊઠતો હતો.

વીશીવાળાએ આખીયે કથા સાંભળીને દુઃખી હૃદયે નિઃસાસો નાખી, પોતે ધનવાન નહિ થવાનો નિશ્ચય કર્યો અને હાથમાં રજાઇ લઇ, તે દયાની દેવીના બાગમાં ગયો. તેણે તે નાની કબરને રજાઇથી ઢાંકી દઇ ઘૂંટણીએ પડી, પ્રભુની પ્રાર્થના કરી, તેની આંખમાંથી બે અશ્રુ સરી પડયાં. તેણે પ્રભુ પ્રત્યે યાચના કરી, " હે પ્રભુ ! મારે ધનવાન નથી થવું." તેણે વિચાર્યું કે જો રજાઇની પેઠે જ દુઃખીઓની વસ્તુઓ બોલી ઊઠે તો કેવું સારું ? કે જેથી ગરીબોનાં અસ્પષ્ટ રીતે ખૂન કરનાર ધનિકોને તેઓના કોલાહલથી રાત્રે ઊંઘ પણ ન આવે અને તેમના આત્માનાં દ્વાર ખુલ્લાં થાય. હે પ્રભુ ! એવું કયારે થશે ? હૃદયમાં અનેકાનેક વિચાર કરતો તે મોડી રાત્રે વીશીમાં પહોંચ્યો. અને એ જ ગૅલેરીમાં અનેરી શાન્તિ અને સંતોષ વચ્ચે સૂતો.

કહે છે કે એ દેવીના બાગમાં હવે કોઇ દિવસ પેલા દયા ભરેલા શબ્દો સંભળાતા નથી. એ નાની કબર ઉપરથી ચોમાસામાં રજાઇ લઇ લેવામાં આવે છે તો યે તેમાંથી પેલો અવાજ આવતો નથી.

કહેવાય છે કે એ બાગવાળી દયાની દેવીને સ્વર્ગમાં બોલાવે છે પણ તે એમ કહીને તે આમંત્રણ પાછું વાળે છે કે સ્વાર્થી ધનપિપાસુઓના અન્યાયી સંહારમાં રીબાતાં દુઃખી જનો વચ્ચે રહેવાથી હું તેમને કંઇક શાન્તિ આપું છું તે મને સ્વર્ગ કરતાં વધારે છે.



# ૧૦

# પશ્ચાતાપ

ડૉક્ટર કેમ છે? કેસ સુધરે એમ લાગે છે? ”

“ અત્યારે કાંઇ કહી શકું નહિ. દવાના ત્રણ ભાગ અને પડીકું આપજો અને ‘ઍન્ટી’ફ્લોજેસ્ટાઇન ની પોટીસ બરોબર લગાડજો. ઇશ્વર સારું કરશે. અમારા હાથમાં શું છે? ” કહી ડૉ. રમાકાન્તે ચાલવા માંડયું.

વિનોદની આંખમાંથી બે અશ્રુબિંદુ સરી પડયાં અરેરે ! આ શું ! આખરે સુધા જશે જ ? પ્રભુ, ઓ પ્રભુ ! મારે માટે નહિ, તો મારાં નાનાં બાળકોને માટે એને બચાવવા હું શું કરૂં ! આ બાળકો મા વિનાનાં થઇ જશે તેઓનાં નમાયાં આંસુભીનાં મુખો મારાથી કેમ જોવાશે ?

*　*　*　*

રાત્રિના બાર વાગી ગયા હતાં. સંસાર ઉપરથી શાન્ત દેખાતો હતો, આખા યે ઓરડામાં ભયાનક બીવરાવનારી શાન્તિ પથરાઇ રહી હતી. એક ધૂપિયામાંથી સુગંધીમય ધુમ્ર આકાશ તરફ ગમન કરી રહ્યો હતો પાસેની બારીમાં ઘીનો દીવો બળતો હતો. સંતોકબા વ્યગ્ર ચિત્તે આમતેમ આંખ ફેરવી કાંઇ શોધતાં હોય તેમ જોતાં હતાં. જેકોરબાની આંખમાંથો શ્રાવણભાદરવો વરસી રહ્યો હતો.

વિ...નો...દ. મંદ સ્વર આખા ઓરડાની શાન્તિનો ભંગ કરી આગળના બારણા સુધી પહોંચ્યો. હમણાં પડી જશે એમ લથડિયાં ખાતો વિનોદ બને તેટલી ધૈર્યતાથી આગળ આવ્યો. પલંગ સુધી પહોંચે ત્યાં સુધીમાં ફરીથી વિ....નો....દ...ત.. મે ....કયાં....છો....જુ....ઓ....ને....આ....મ....ને....લ....ઈ જા....ય...છે...ત...મે...આ...વો....ને...

આવ્યો. સુધા શું છે ? ગભરાઇશ નહિ. અહીં કોઇને આવવા નહિ દઉં. સૂઇ જા, જો હું પાસે બેઠો છું. કહી વિનોદ પલંગની બાજુના સ્ટૂલ ઉપર બેઠો અને સુધાના બળતા કપાળ

ઉપર કોલન વૉટરનાં પોતાં મૂકવા લાગ્યો. થોડી વારમાં વળી સુધા ચમકીને બૂમ પાડવા લાગી. વિ....નો....દ....આ....વો ....આ....વો....આ લ....ઇ....જા....ય....

સંતોકબાએ અને જેકોરબાએ વિનોદને કહ્યું, " ભાઇ ! સનેપાત થયો હોય એમ લાગે છે. જા ને ડૉકટરને બોલાવ. " પડતોઆખડતો વિનોદ ઊઠયો. બહાર વરંડામાં સૂતેલા જયંતને ઉઠાડીને ડૉકટરને બોલાવવા મોકલ્યો અને તે પાછો પલંગ પાસે આવ્યો. વિનોદનું એ પગલું સંતોકબાને ન ગમ્યું. કારણ ક્ષય રોગથી પીડાતી સુધા પાસે વારંવાર બેસે તે તેના મનની મૂર્ખાઇ હતી. વિનોદનો સ્વભાવ તે સારી રીતે જાણતાં હોવાથી સ્પષ્ટ તો ન બોલી શકયાં પણ જરા ગભરાતાં ગભરાતાં બોલ્યાં: " વિનોદ, આપણે બધાં અહીં છીએ અને છોકરામાંથી કોઇ જાગશે તો ?

31,184

આંખમાંથી અગ્નિ વરસાવતો હોય તેવી દૃષ્ટિથી વિનોદે માતાના મુખ સામે જોયું. સંતોકબા ચૂપ થઇ ગયાં. ડૉકટર આવ્યા. છેલ્લા પ્રયત્ન તરીકે એક ' ઇન્જેકશન ' આપ્યું અને થોડી પળો માટે આ ફાની દુનિયામાં પણ અમૃત માનતી સુધાએ શુદ્ધિ મેળવી. એના મુખમાંથી પહેલો અક્ષર નીકળ્યો. તે વિનોદ માટે જ હતો. ' વિનોદ, તમે હજુ જાગો છો ? " પૂર્ણ જાગૃતિમાં આવેલી હોય એમ સુધાએ પૂછયું, અને કહ્યું: " ચંપુ કયાં ? ગઇ રમણ, કમુ, સુરેશ, મધુ, વિનુ બધાં કયાં છે ? તેમને બધાંને મૂકીને મારે જવું પડશે ?

અને વિનોદ તમારું શું થશે ? તમે શું કરશો ? પરણશો તો નહિ ? કહોને વિનોદ તમે પરણશો ?" આ વાકયોથી વિનોદ જીવતો બળી મરતો હતો. પણ સંતોકબાને તેનાથી વધારે સંતાપ થતો હતો. અને તેથી એ બીકમાં અર્ધા થઇ જતાં હતાં. વિનોદ તેના ગાલ પસવારતાં ધીમા અવાજે પણ સુધા સ્પષ્ટ સાંભળી શકે તેમ બોલ્યો, "સુધા, મારે માટે તો એક તું જ છે અને રહીશ. તારા મનમાંથી ખોટા વિચાર કાઢી નાખ. ઇશ્વર કરશે તો તું સારી થઇ જશે. બાળકોની ફિકર ન કરતી. તારી તબિયત સામું જો." જાણે પોતે બધું જાણે છે એમ બતાવવા માગતી હોય તેમ તેણે ફિક્કું હાસ્ય કર્યું અને કોઇને ખબર પડે તે પહેલાં વિનોદના હાથમાં માથું ઢાળી દઇ સુધાએ આ નશ્વર સંસારની યાત્રા અકાળે પૂરી કરી.

ભયભીત થયેલા વિનોદે ચીસ પાડી, "ડૉકટર આ શું થયું, સુધાને ? હમણાં તો વાત કરતી હતી." ડૉકટરે ધીરજથી નાડ અને હૃદય તપાસી અભિપ્રાય આપ્યો, "કેસ ખલાસ છે" અને કંઇ પણ બોલ્યા વિના આવાં મરણોથી ટેવાયલા ડૉકટર ચાલી ગયા. પાછળ ડુસકાં ભરતાં રહ્યાં સ્વજનોને નામે ઓળખાતાં સંતોકબા, જેકોરબા અને બીજાં. વિનોદની સ્થિતિ તો વર્ણવવી પણ મુશ્કેલ હતી. તેની આંખમાંથી અશ્રુબિંદુ ટપકયાં અને સુકાઇ ગયાં. તેની નજર સમક્ષ પૃથ્વી ચક્કર ચક્કર ફરતી હોય તેમ તેની સ્મરણશક્તિ દસ વર્ષ પાછળ સરકી ગઇ.

× × × × ×

એક દિવસ સવારમાં માતાએ કહ્યું હતું આજે સુધા આવવાની છે, એટલે જમવાનું સાંજે કરવાનું છે, અત્યારે પૂરી ને શાકથી ચલાવી લ્યો. મેં સાંભળ્યું અને હૃદય ધબકી ઊઠ્યું. આખો દિવસ જેમ તેમ ગાળ્યો. તે દિવસ પણ જાણે લાંબો જ થઇ ગયો હતો. સાંજ પડતાં ઘરમાં આવતાં જ નાની બેને દોડીને વધામણી ખાધી. “વિનુભાઇ, સુધાભાભી આવ્યા છે.” તે દિવસે જેટલી નાની બેન વહાલી લાગી હતી તેટલી કોઇ દિવસ નહિ લાગી હોય. મોડી રાત્રે સુધા ઉપર આવી. ઓરડામાં પેસતાં જ એ શરમાઇ. તેના ગૌર અંગ ઉપરના ગુલાબી સાળુ જેવું એનું મુખ થઇ ગયું, તેનો હાથ મેં પકડયો ત્યારે કેટલો ઠંડો અને ધ્રૂજતો હતો. ત્યાર પછીનાં સુખો સ્વપ્નવત્ ઘણાંયે આવી ગયાં. હું એડવોકેટ થયો ત્યારે તો સુધાનો ખોળો ત્રણ બાળકોથી પુરાયેલો હતો. ચંપુ, રમણ, અને વિનુ. ચંપુ ત્રણ વર્ષની પૂરી નહોતી થઇ. રમણની ઉમર બે વર્ષ અંદરની હતી. વિનુ એક વર્ષ અંદરની હતી, અને સુધાની સ્થિતિ નાજુક હતી. તેની ચોથી સુવાવડ ચારેક માસમાં થવાની હતી. તેણે કેટલા પ્રેમથી તે દિવસે આનંદોત્સવ કર્યો હતો? અને હું કેટલો સ્વાર્થી! એની એવી સ્થિતિમાં એ....ઓ પ્રભુ! તેથી જ આ દંડ આપવો પડયો? ત્યાર પછી થોડાં વર્ષ બીજાં સરી ગયાં, અને પૈસા નોકરચાકરના સુખમાં સુધાને ઝુલાવું છું, એમ માનતો હું તેના દેહનો સગો થઇ પડયો. તેના આત્માની પવિત્રતા મારી સોબતથી કલુષિત ન થઇ એ જ આશ્ચર્ય. બાકી એના દેહનો તો આજે નાશ થઇ ગયો છે. હા! પ્રભુ મને ક્ષમા કરીશ?

"હા ! સુધા, પ્રિય સુધા, હું તારો વહાલો હતો કે વેરી ? તું આજે શું માનતી હઇશ ? હું ભણેલો ગમાર ! મારી કેળવણી શા કામમાં આવી ? મેં શું કર્યું ? કુમળી કુસુમ લત્તાને નાનું બાળક હાથમાં લઇ પ્રેમથી ખૂબ મચડી નાખે ત્યારે તેને બિચારાને ખબર પણ ક્યાંથી હોય કે તે શું કરી રહ્યું છે. પણ જ્યારે ચોળાયેલું પુષ્પ અને પાંખડીઓ જુએ છે, ત્યારે નવી લેવા રડે છે. પુરુષો પણ સ્ત્રીઓના એજ હાલ કરી પાછળથી બીજી સ્ત્રી શોધે છે.

પણ સુધા સ્વર્ગમાંથી પણ સાંભળજે. વિનોદ બીજું પાપ નહિ કરે. તે તો પોતે કરેલા પાપનો પશ્ચાતાપ કરશે. ભૂલ સુધારવા તપ કરશે. તારાં.......આપણાં.......બાળકો એ જ હવે મારું જીવન. જા સુખે જા એ પ્રદેશમાં જ્યાં સ્વાર્થી સંગત નથી. જ્યાં દેહ નહિ પણ ચૈતન્યનાં સગપણ છે. જે ઊંડા જ્ઞાનકૂપને આજ સુધી હું જળ વિનાનો જ માનતો હતો, તેમાં તારા દેહવિયોગે આજે અમૃત જોવાને લલચાઉં છું અને પ્રયત્ન કરી એ આત્મશુદ્ધિની ક્રિયામાં હું તારા પૂણ્યસ્મરણથી વિજય મેળવીશ. જા સખી જા. તારા માર્ગમાં હું નહિ ઊભો રહું. મારો અધિકારે ય શો છે ત્યાં ઊભા રહેવાનો ? તેં મને સમજાવ્યું હતું કે બાળક ત્રણ વર્ષનું થતાં સુધી સ્ત્રી બાળકની માતા જ કહેવાય, પતિની પત્ની નહિ. અને યાદ છે તને ? મેં અટ્ટહાસ્ય કરીને એ પોથીમાંનાં રીંગણાં કરીને તારી મશ્કરી કરી હતી તે ? આજે એ તારાં સુવર્ણ વાક્યો સાંભળીને રડવાનું જ રહ્યું. છતાં પણ દેવી સુધા ! તારી

સંગતિએ રહેલો હું આજે પશ્ચાતાપની ધૂણી સામે પદ્માસન વાળું છું. મારી સંપૂર્ણ માન્યતા છે કે સ્વર્ગે વિચરતી તું મને આશીર્વાદ આપતી જ રહેશે. મારો માગવાનો અધિકાર તો મેં રાખ્યો નથી પણ સુધા ! તું ખરેખર સુધા હતી. સુધા કોઇ દિવસ શરણાગતને મરવા દેશે ?"

× × × ×

બાર વર્ષે પાછો વિનોદભાઇના ઘરમાં આનંદોત્સવ આવ્યો. આજે રમણ એડવોકેટ થયો. તેના આનંદમાં વિનોદરાયને ત્યાં ઉત્સવ ઉજવાતો હતો. ચંપા ઘરનો કારભાર કરતી હતી. ચંપામાં સુધાની આવડત અને સ્વભાવ જોઇ વિનોદને સુધા હૃદયે ચઢી આવી. તેની આંખમાંથી આ ઉમરે પણ બે અશ્રુબિંદુ સરી પડયાં. મનને કાબૂમાં રાખવા મહેનત કરતાં તેણે લખેલું "લગ્ન દેહનાં કે આત્માનાં ?" નામનું પુસ્તક આજે જ પ્રસિદ્ધ થયું હતું. તે હાથમાં લઇ પાનાં ફેરવવા લાગ્યો.

થોડીવાર રહીને તેણે રમણની ભાવી પત્ની નિવેદીતા કે જે આનંદોત્સવમાં ભાગ લેવા નણંદની નોતરી આવી હતી. તેને અને રમણને પાસે બોલાવ્યાં બન્નેને આશીર્વચન આપી રમણના હાથમાં પુસ્તિકા મૂકતાં ગદ્‌ગદ્ કંઠે એટલું જ બોલ્યાઃ "બેટા, આ વાંચજે, વીચારજે અને નિવુને સુખી કરજે. આજે હું કંઇક તારી માતાના ઋણમાંથી છૂટું છું." એટલું બોલતાં તેમના સહેજ કરચલીવાળા ગૌર મુખ ઉપર જૂની સ્મૃતિથી ઉત્પન્ન થયેલો ગ્લાનીમિશ્રિત પશ્ચાતાપ તર-

વરી ઊઠયો. મહામહેનતે આંખમાં આવેલાં આંસુને સંતા-ડવા તેમને મથતા જોઇ ઉમરલાયક થયેલો રમણ તેની ભાવિપત્ની સાથે કંઇક શોકભાર સાથે ત્યાંથી ખસી ગયો. અને કોચ ઉપરના તકિયામાં માથું સંતાડી આટલી ઉમરે પણ વિનોદભાઇ ખૂબ ધરાઇને રોયા. આગલા દિવાનખા-નામાં આનંદ ચાલતો હતો. તેમાં તેમને કોઇએ સાંભળ્યા કે સંભાળ્યા નહિ. પશ્ચાતાપથી શુદ્ધ થએલા વિનોદભાઇને લાગ્યું આજે એમનું છેલ્લું રુદન હતું. આવતી કાલથી તેઓ વનમાં પેસવાના હતા અને ત્યાં અખંડ શાન્તિ મળશે એમ તેમની શ્રદ્ધા હતી.



# ૧૧

## ન્યાય

"સાહેબ ! ભાભીની તબિયત ઘણી ખરાબ છે. લેડી ડૉક્ટરને બોલાવવી પડશે." એમ બોલતા ડૉ. ચંદુલાલ સહેજ દિલગીર દેખાવે ઊભા રહ્યા. પણ ઉમાકાન્તનું રૂવુંયે ન ફરક્યું. એમણે ઓરડાના દ્વાર તરફ નજર કરી, જાણે વિજયાગૌરીનો અભિપ્રાય લેતા હોય : ડૉક્ટર કહે છે તેનું શું કરવું? એમના હૃદયના ભાવ

જાણનાર વિજયાબેન જરા આગળ આવી બોલ્યાં : "ચંદુભાઈ, લેડી ડૉક્ટર તો અહીં છે નહિ અને વડોદરેથી આવવા વખતે ના કહે તેનું શું ?"

ચંદુલાલે વિજયાબેન સામે એક શોધક દૃષ્ટિ કરી અચકાતાં અચકાતાં જવાબ આપ્યો, "વધારે ફી આપીએ તો રાત્રે પણ આવે. આશરે રૂપીઆ સો લેશે." સો રૂપીઆ જેવડી મોટી રકમ વહુ માટે ખર્ચવી તે ચોખ્ખી મૂર્ખાઇ જ હતી, એ વાત આ મૂર્ખ ડૉક્ટર ક્યાંથી સમજે !

વિજયાબેન કંઇ બોલ્યાં નહિ, ઉમાકાન્ત મૂગા રહ્યા, અને સ્ત્રીસ્વાતંત્ર્યનાં સ્વપ્નોમાં ભમતો પણ પેટના ખાડાનો ગુલામ બનેલો ડૉક્ટર મૂઢની પેઠે જોઇ રહ્યો અને ઓચિંતી ઓ... ઓ....ઓ...મારા....બા...પ.. તમે આ...વો...ને....હું... મ....રી....ગ...ઇ, એવી બૂમોએ વાતાવરણ કંપાવી દીધું. સ્તબ્ધ બનેલો ડૉક્ટર પોતાની હૅટ હાથમાં લઇ ઊભો થતાં, ઉમાકાન્તે તેને હાથમાં હાથ મેળવી નવીન ઢબે વિદાય આપી. બંગલાનાં પગથિયાં ઊતરતો ડૉક્ટર એ વિદ્વાન, ધનવાન, અને કાયદાશાસ્ત્રીના ગંદા માનસ ઉપર હજારો ટીકાઓ કરતો નાનકડી એકલવાઇ ગુણીની માંદગી માટે જીવ બાળતો ચાલ્યો ગયો. બીજા કેસમાં બીજા દર્દીની સારવારમાં ભળી ગયો.

ઉમાકાન્ત ઑફિસે ગયા અને ઘરમાં રહેલી મરણોન્મુખ વહુને ભૂલી ગયા.

વિજયાબેન થોડાં મુંઝાયાં ખરાં. આ વહુ જો મરી જશે તો એનો બાપ અને લોક મને ખોટી દેખાડશે એમ લાગ્યું. પણ જો વહુનો બાપ આવે અને તેને તેડી જાય તો તેના દા.... ગી....નાનું શું થા...ય, એ પણ મુખ્ય વિચાર કરવા જેવી બાબત હતી, છતાં તેમણે લાયકી દેખાડી અને કારકુનને બોલાવી એક કાગળ એ નાલાયક વહુના બાપ ઉપર લખાવવા માંડયો. " લખો મગનલાલ " એમ હુકમ કરતાં વિજયાગવરીએ ગંભીર મુખાકૃતિ કરી અને એક ખોટો ઓડકાર ખાઇ ઓ....ઇ....યાં કર્યું.

પદ્ધત્યાનુસાર પત્રની શરૂઆત કરી મગનલાલ અટકયો. એના સામે જોઇ વિજયાગૌરી બોલ્યાં, " કેમ, શું લખ્યું ? " વેવાઇના ઉપર કાગળ લખાવવાનો આ પહેલો પ્રસંગ હોવાથી તે જરા ગુંચવાતાં હતાં, તે મગનલાલ કળી ગયો અને બોલ્યો, " બોલો, બા શું લખું ? "

" શું તે આ વહુના મંદવાડનું લખવાનું છે. લખો કે થોડા દિવસથી સૌ. ગુણિયલને તાવ આવે છે, પણ ફિકર કરવા જેવું નથી. માટે ચિંતા કરશો નહિ, અને તેના સીમંતનું મુહૂર્ત નક્કી કરી તમને જણાવીશું. " આ હડહડતું જૂઠું લખતાં અચકાતાં હોય તેમ મગનલાલનાં આંગળાં જરા હઠીલાં થયાં અને અટકીને ઊભાં.

એ જોયા વિના વિજયાબા આગળ વધ્યાં: " અને લખો તેની દવાનું બીલ તેમજ તેના સીમંત ઉપરના ખર્ચનો

હિસાબ જરા મોટો થશે પણ તેની ચિંતા કરશો નહિ. તેનું સૌ થઇ રહેશે અને તે પ્રસંગે તમારે જાતે આવવાની જરૂર નથી. તેવું હશે તો અમે જણાવીશું. સહેજ તાવ છે તે જાણશો.” આટલું બોલી તેમણે કાગળ લખતાં કલાર્કના તરફ જોયું, અને તડૂકયાં, “શું જોઇ રહ્યા છો ?”

“શું લખું બા !” શુધ્ધિમાં આવતા હોય તેમ આંગળાંને પેટની સંભાળ લેવા વિનંતિ કરતા મગનલાલ બોલ્યા.

“કેમ, બહેરા છો ? લખો વહુનું શરીર સારું છે. માટે કોઇને ધક્કો ખવરાવે નહિ.”

“પણ....બા, ભા...ભી....માં...દાં...છે...ને એમ ત... ત...પ...પ,” કરતા મગનલાલે યંત્રવત્ બધુંયે લખ્યું અને પૂછ્યું, “બીજું શું લખું બા ?”

“બીજું શું લખવાનું છે, ભિખારીને ?”

આવી સુવાણી સાથે પત્ર બંધ થયો. અને કલાર્ક પોષ્ટ કરવા ઊઠયો. ગુણિયલને કસુવાવડ થયાં ચાર કલાક થયા એટલામાં તો ઘણા દિવસના તાવથી તવાઇ રહેલું શરીર નંખાઇ ગયું. વીસ દિવસથી એનું માથું સાફ થયું નહોતું એટલે એની ઊંડી આંખો અને મલીન મુખ ઉપર વાળનાં ગુંચાએલાં જાળાં વધુ ભયંકરતા દર્શાવતાં હતાં. એનાં કપડાંની સ્થિતિ કંગાળ હતી, કારણ સુવાવડમાં વાપરેલાં કપડાં પાછાં કામ લાગે નહિ. એટલે ફાટેલાં અને મેલાં વસ્ત્રોમાં

એ સુંદર કુમળી દેહલતાને ઢાંકીને સાસુના નામને શોભાવવાની ઇચ્છાવાળાં વિજયાબેન કાર્યદક્ષતા વાપરી રહ્યાં હતાં. તેની નાની ખાટલીમાં પૂરી પાંગથ સુધી પણ ન પહોંચે તેવી મેલી ગોદડી પાથરેલી હતી. ખાટલા નીચે થોડાં છાણાં ધૂમાતાં હતાં. તેમાંથી ધૂણી ધીમેધીમે નીકળી ઘરમાં ઘુંચાઇ આખરે વિશાળ આકાશમાં સમાઇ જતી હતી. બેચાર ગંદાં દેખાતાં ફૂટેલાં વાસણ તેના વપરાશ માટે નિયત કરેલાં પડ્યાં હતાં. પણ આજે તેને વાસણની ગરજ થોડી જ હતી. આજ સવારથી એની આંખ ફરી ગઇ હતી. તેનાં વાકયો અસંબંધ અને ઠેકાણા વિનાનાં હતાં. તેણે સવારથી પાણીનો છાંટો પણ લીધો નહોતો. તેનો શ્વાસોશ્વાસ અનિયમિત ચાલતો હતો. તેના ઓરડામાં ચારેય તરફથી અંધકાર કરી લેવામાં આવ્યો હતો. આજે તે પેલી નાની રમતિયાળ ગુણિયલ ન હતી. આજે તો એ સાસરીમાં માંદી પડી સાસુને દુઃખ દેનાર નાલાયક વહુ હતી.

* * * *

એ વાતને પાંચ વર્ષ થયાં કે જ્યારે ગુણિયલનાં લગ્ન ઉમાકાન્તના સુપુત્ર નંદલાલ સાથે કરવામાં આવ્યાં હતાં. ઉમાકાન્તની સ્થિતિ સારી હતી અને વિજયાબેન પૈસાદાર માબાપનાં પુત્રી હોવાથી સોનું ને સુગંધ સાથે મળ્યાં હતાં અને ઉમાકાન્ત અને ઉચ્ચ ગણાતી કેળવણી લઇને હાલ એક જોખમભરેલા ન્યાયાસનને શોભાવતા હતા. તેમના પુત્રની ઉમર ફક્ત વીસ વર્ષની જ હતી, પણ પૈસાના પ્રતાપે તેને પાંચ વર્ષ ઉપર પરણાવી દીધો હતો. ઉમાકાન્ત કૅાલેજમાં

હતા ત્યારે તો સ્ત્રીસ્વાતંત્ર્યના પૂરા હીમાયતી હતા, પણ કોણ જાણે શાથી નંદલાલના લગ્ન પછી તેઓના વિચાર ફરી ગયા હતા. અને પંદર વર્ષના છોકરાને પરણાવવા માટે તે ફક્ત ગુણિયલને જ ગુનેગાર ગણતા હતા. એ ન્યાયાધિશ જ્યારે જ્યારે વહુના બાપ તરફથી પૈસા થોડા મળવાની ફરિયાદ વિજયાબેન તરફથી સાંભળતા ત્યારેત્યારે એક જ ન્યાય આપતા કે આ લગ્નમાં આપણે ફસાયાં છીએ. અને ભલા માણસ કરે પણ શું ! હવે તો એક જ આશા હતી અને તે ગુણિયલનું અચાનક મૃત્યુ ! આજે તે આશા ફળતી જોઇ. તેમનું કેળવાયેલું હૃદય અનેક ભાવોથી બેચેન બનવા લાગ્યું હતું.

ગુણિયલ જન્મી ત્યારે સૂયાણીએ કહ્યું, " અરેરે, દીકરી છે. " તેની દાદીએ કહ્યું, " મારી દીકરીને પહેલે ખોળે પથ્થર ક્યાંથી ! " તેના બાપના બાપને ખબર આપતાં કહ્યું, " અરે રામ, તેં આ શું કર્યું ! " એમ સર્વ સગાંએ તેની અવજ્ઞા કરી. પણ થાકેલી છતાં આનંદિત રહેવા પ્રયત્ન કરતી તેની માતાએ તેની ઝીણી આંખોમાં સ્નેહની રશ્મિ ફેંકી; એના કોમળ શરીરને છાતી સાથે સંભાળથી દાબ્યું. વહાલથી એક નાની–ઘણી જ નાની બચી–કરી.

તેની સવા વર્ષની ઉમ્મરમાં તો એ વહાલસોઇ પ્રેમાળ મૂર્તિ એને જગતના ભરતીઓટમાં મૂકી ચાલી ગઇ અને છ મહિનામાં બીજી માતા આવી. એ માતા હતી તો પ્રેમાળ પણ તેની આંખોમાં પેલી સ્નેહની જ્યોત પ્રકાશતી નહોતી. એ માતા હતી, પણ પેલી આંખોના હાસ્યમાં મસ્ત થનાર ન

હતી. બાર વર્ષની ઉમ્મરે તો એનાં દાદાદાદીએ પોતાના માથેથી ભાર ઉતારી તેને ઉમાકાન્ત જેવા પૈસાદાર અને ભણેલાગણેલા સમજદાર ન્યાયાધીશના પંદર વર્ષના પુત્ર સાથે પરણાવી દીધી.

એ સાસરે આવી ત્યારે જ એણે જાણ્યું કે સાસરું એટલે સ્વર્ગ નથી. તે આવી તે દિવસે જ એનાં કપડાંદાગીના પોતાના ઘર પ્રમાણે ન્થો, એમ વિજયાબાએ પંદર સ્ત્રીઓની વચમાં જાહેર કર્યું, અને તે બદલ મહિને પચાસ કમાનાર વેવાઇને પાંચ ગાળ પણ દઇ દીધી.

*   *   *   *

પણ આજે તે જૂની વાતને યાદ કર્યાથી શો ફાયદો. આજ તો એ સર્વ બંધનોથી દૂર, અતી દૂર જવા ગુણિયલ તૈયાર થઇ હતી.

રાતના ત્રણ થઇ ગયા હતા. શાન્તિનું સામ્રાજ્ય ન સહેવાતું હોય તેમ થોડી વારે ઘુવડ ઘુ...ઘુ...ઘુ...કરતો હતો. થાકયાપાકયા મજૂરો ભરનિદ્રામાં પડ્યા હતા. હરામને હાડકે ખાનાર શ્રીમંતો અત્યાર સુધી નિદ્રા માટે તલસી માંડ નિદ્રા પામ્યા હતા. ત્યાં તો ઓચિંતી શેરીનાં કૂતરાંએ બૂમરાણ કરી મૂકી અને તેનાથી જાગેલાં વિજયાબા જ્યારે દીવો મોટો કરી વહુના સુવાવડા ઘરમાં ગયાં ત્યારે આંખો વિકસાવી પગ ઘસતી ગુણિયલ છેલ્લા શ્વાસ લેતી હતી.

ઘરમાં ગડબડાટ થાય તો ન્યાયાધીશની ઊંઘ બગડે, એ બીકથી વિજયાબા, માયાળુ (?) વિજયાબા પાછાં વળ્યાં. અને કેળવાયલા સસરાની પુત્રવધુ, પૈસાદાર સાસુને શરમાવનારી ગરીબની પુત્રી, કૉલેજીયન કહેવાતા પતિની પત્ની અંધારામાં પડી રહી. દશ મિનિટ પછી એક મોટા ડચકા સાથે ફરીથી આ જ્ઞાતિમાં જન્મ નહિ લેવાની પ્રતિજ્ઞા કરતું ગુણિયલનું પ્રાણ–પંખેરું ઊડી ગયું. અને બીક લાગે એવી ભયંકર આકૃતિવાળું થઇ ગએલું સાસુની વહુનું શરીર કરુણ ગાથા રચતું, ન્યાયાધિશની ન્યાયદ્રષ્ટિ ઉઘાડતું એ પ્રેત અંધારા ઓરડાના ગંદા બિછાનામાં ન્યાયાધીશની શ્રીમંતાઇને શરમાવતું પડી રહ્યું.

* * * *

વ્રજકીશોર રાત્રે ઘેર આવતાં જ કમળાબાએ તાર આપ્યો. આ તાર આવ્યો છે. પાસેના છગન પાસે વંચાવ્યો તો કહે છે કે ગુણીયલ માંદી છે. તમે વાંચી જુઓ અને આજે રાત્રે જ જાઓ, નહિ તો એ કસાઇઓ છોકરીને મારી નાખશે. એમ બોલતાં બોલતાં કમળાબાની આંખોમાં આંસુ ઉભરાયાં. વ્રજકિશોરે ઝાંખા દીવાના પ્રકાશમાં બેદરકાર તારમાસ્તરના અક્ષરો માંડમાંડ ગોઠવ્યા અને હતાશ જેવા પાસે પડેલી પેટી ઉપર બેસી ગયા. હવે શું થાય, પાસે પૈસો છે નહિ. પગારને ચાર દિવસની વાર છે. કેમ કરું ? શી રીતે જાઉં ? થોડી વારે કમળાબેન પચાસ રૂપીઆ લઇ આવ્યાં. આ રૂપીઆ લ્યો અને અત્યારે જ જાઓ. કમળાબાના ગળાની

એકની એક સાંકળીને પેટે પાડોશી પાસેથી આવેલા રૂપીઆ લઇ રાત્રે દશની ગાડીમાં વ્રજકીશોર નીકળ્યા.

વ્રજકીશોર વેવાઇને ગામ પહોંચ્યા ત્યારે ન્યાયાધીશ જનતાનો ન્યાય કરવા કોર્ટમાં ગયા હતા. વિજયાબા, વહુના મરણથી રડીરડીને થાકયાં હોય કે પછી ઘરમાંથી મંદવાડ જવાથી સંતોષથી હોય, હીંચકા ઉપર જરા લાંબાં થયાં હતાં, અને સહેજ નાક બોલતાં હતાં. બારણે ચાકર નાની ભાભીના માયાળુ સ્વભાવને સંભારી વાસણ ઘસનારી પાસે આંખમાંથી પાણી પાડતો હતો. બારણે પટાવાળો ઓટલા ઉપર બેઠો બેઠો બાજુના ચોકીદાર સાથે ગુણિયલના ગુણ ગાતો હતો.

વ્રજકિશોરને દેખતાં જ દીલગીર દેખાતો તે ઊભો થયો. ચાકરે તો પોક જ મૂકી. "મારી દયા ખાનાર એ એકલાં જ હતાં. ભગવાને હું ગરીબની દયા ન કરી અને માયાળુ ભાભીને લઇ લીધાં. ભગવાન એમનો સ્વર્ગમાં વાસ કરજો."

આખીયે વાત વ્રજકીશોર ક્ષણમાં સમજી ગયો, અને તેમણે નોકરને પૂછ્યું, "ક્યારે મરી ગયાં?" સાહેબે તમને તાર કર્યો તે જ દિવસે રાત્રે?" નોકરે જવાબ આપ્યો. એક પણ આંસુ પાડવા જેટલી શકિત હવે જેનામાં રહી ન હતી, તેવો વ્રજકીશોર શ્રીમંત વેવાઇનો ગરીબ સંબંધી–ભણેલા વેવાઇનો અભણ સંબંધી–એક અક્ષર બોલ્યા વિના ચાકરના હાથમાં એક રૂપીઓ મૂકી પાછો વળ્યો. તેને રોકનાર કોઇ હતું નહિ. દીકરી અને દામ જે કુટુમ્બે લૂટ્યાં હતાં તે કુટુમ્બને આંગણે ઊભે રહ્યે વળે પણ શું? ન્યાય કોણ આપવાનું હતું?

# ૧૨

# પ્રોફેસર સાહેબ

ચંદ્રકાન્તને ખેતીવાડીની પરીક્ષામાં પાસ થવા માટે જ્ઞાતિના યુવાનોએ માનપત્ર આપ્યું, અને ત્યાર પછી તો ઘણા મિત્રોએ અને સગાંસંબંધીઓએ એના માનમાં મેળાવડા કર્યા. એના નાનાશા ગામમાં કોટ-પાટલૂન અને હૅટ પહેરીને ચંદ્રકાન્ત મોટો માણસ ગણાયો.

ચંદ્રકાન્તના બાપ થોડી જમીન ધરાવતા હતા અને બાપદાદાની મિલ્કત ભોગવનાર ચંદ્રકાન્ત એકલો જ હતો. એટલે તેને વિલાયત મોકલી ખેતીવાડીના કાર્યમાં નિષ્ણાત કરવાના વિચારથી કહેવાતી ઉચ્ચ કેળવણી આપવામાં આવી હતી. પરિણામે મહેનતના ભોગે આજે ચંદ્રકાન્ત '**બડા સા'બ**' બની આવ્યા હતા.

ચંદ્રકાન્તના મિત્રો માનતા હતા કે ખેતીવાડીનો નિષ્ણાત ચંદ્રકાન્ત આપણી જમીનને ફળદ્રુપ બનાવશે. તેના પિતા પણ પોતાની જમીનમાં **સોનું** પકવવાનાં સ્વપ્ન સેવતા હતા. તેના પિતાના મિત્ર રણછોડભાઇ કહેતા કેઃ મોતીભાઇ, એ આશા ન રાખો. છોકરો શીખ્યો એટલે ખેતીવાડીમાં નહિ જોવાનો. પણ પુત્રવત્સલ પિતા એ માનવા તૈયાર ન હતા. તેઓ કહેતાઃ તમે ભૂલો છો રણછોડભાઇ, મારો ચંદ્રો બીજાના જેવો નથી. એને હું જેમ કહીશ તેમ તે કરવાનો અને આ મારી વર્ષની ચાર હજારની આવક છે તેની આઠ હજાર થવાની.

જમાનાને ઓળખનાર રણછોડભાઇ હોઠમાં જ હસતા અને વાત પડતી મૂકતા.

એના ગામના કેટલાયે ખેડુતો એમ માનતા કે આપણી ખેતી સુધારવાની નવી નવી કળા આપણા મોતીકાકાના ચંદરભાઇ બતાવશે.

બે અઠવાડિયાં તો માનપત્રો લેવામાં, છટાદાર બોલવામાં અને લોકોની મીજબાનીઓ ઉડાવવામાં આનંદમાં વ્યતિત થયાં તે જણાયાં પણ નહિ. ચંદ્રકાન્તની સ્ત્રી રાધાએ પતિ પાસ થઇ સાજાસમા ઘેર આવે ત્યાંસુધી સાકર નહિ ખાવાની બાધા લીધી હતી તે છોડવા સત્યનારાયણની કથા કહેવરાવી અને આજે પાંચ વર્ષે તેણે સાકર ખાધી. ચંદ્રકાન્તની માતાએ દૂધની બાધા છોડી અને ગામનાં બાળકોને દૂધ-ભાતનું જમણ આપ્યું. રાધાનાં માતપિતા અને ભાઇઓ આવીને "ઇંગ્લંડ રિટર્ન" જમાઇને ભેટી ગયાં. બધુંયે ખલાસ થતાં શાન્ત ગામડાનું જીવન શરૂ થયું અને ખેતી-વાડીના નિષ્ણાત ચંદ્રકાન્તભાઇને મૂઝવણ થવા માંડી. આ ગામમાં ન મળે નાટક, ન મળે સિનેમા. ન મળે કલબ, નહિ બૉલ, કે મેળાવડા ! આ તે કાંઇ જીવન છે ! ફરવા જવાનું તો કહે ગામ બહાર. લોક વાત કરે તો અર્ધી જંગલી ભાષામાં. નહિ એટિકેટ કે કલચર, અહીં રહેવાથી હું જંગલી જ થઇ જાઉં.

સાંજનો વખત હતો. ગાયભેંસનાં ટોળાં લઇ ગોવાળો ઘેર આવતા હતા. ભાગોળે છોકરાં ગેડીદડા રમતાં હતાં. થાકેલા બળદ હળ ખેંચતા છતાં ઘર ભણી જવાનું જાણીને હોંશથી ચાલતા હતા. કોઇ ખેડુત ખભે શાક અને ફાળિયું, તો કોઇ માથે ઘાસનો ગાંસડો મૂકીને આવતા હતા. ગોવા-ળિયા ખભે ડાંગ મૂકી મોટે સાદે ગીત ગાતા જતા હતા. ગામનાં મંદિરોમાં ઝાલરના ટંકાર ગર્જતા હતા. ત્યારે

ચંદ્રકાન્ત લંડન અને મુંબઇ, પૂના અને કલકત્તાનાં જીવનની કલ્પનામાં મશગુલ થઇને "ડર્ટી ધૂળ"થી પોતાના સુંદર વાળ અને કપડાંને બચાવવા દૂર દૂર ભાગતો હતો. એટલામાં એકશ્વાસે દોડતા ચાકરે આવી ખબર આપી કે: ચંદાભાઇ, દાદા બોલાવે છે. કચવાતે મને તેણે ધૂળથી ભરાઇ ગયેલા અને ગામઠી બોલતા નોકર સામે જોયું અને બોલ્યો: જા, આવું છું.

ચંદ્રકાન્ત ઓસરી ઉપર ચડયો ત્યારે અંધારું થતું હતું. એટલે રાધાએ લાવી ફાનસ મૂક્યું અને ઊંચું જોયા વિના પાછી ઓરડામાં ગઇ. આ ઘર, આ દીવો, આ નીચું જોઇ ચાલતી પત્ની, આટલા પૈસાવાળા છતાં મેલાંઘેલાં કપડાં પહેરતા બાપ, વેવલી વેવલી ફરતી મા વગેરે જોઇને ચંદ્રકાન્ત શરમાયો. કયાં લંડનનો ગૃહસ્થાશ્રમ અને કયાં આ? એના મોહદર્દભીના મનને એટલુંયે ન સૂઝયું, કે કેમ બોલાવ્યો હતો તે પૂછે. દીકરાની કાન્તિ જોઇને મલકાતા બાપે કહ્યું, "જુઓ દુર્ગારામજી, આ આપણો ચંદ્રો ખેતીવાડીના કામમાં પાસ થઇને આવ્યો છે, એટલે હવે તમારા આશીર્વાદે આપણા ગામની જમીન ઠીક ઠીક ફૂઝશે." આશામાં આનંદતા મોતીભાઇ બોલ્યા અને ચંદ્રકાન્તને વૃદ્ધ દુર્ગારામને નમસ્કાર કરવાનું કહ્યું.

વિવેકની ખાતર એ મેલાઘેલા બ્રાહ્મણ સામે ચંદ્રકાન્તે હાથ જોડયા ને મનમાં જ બબડયો, "આવા અડભૂતોને નમસ્કાર!"

મોડી રાત્રે દુર્ગારામ ઘણી ઘણી આશિષ આપી પોતાના કોઇ સગાને ત્યાં સૂવા ગયા. બાપદીકરો એકલા પડયા એટલે મોતીભાઇ બોલ્યાઃ "ચંદ્રા, આજ તારું મોં કેમ ઊતરેલું દેખાય છે, બેટા ? કંઇ અસુખ તો નથી ને ?" ઉત્તરમાં કંઇ નહિ; સહેજ માથું દુઃખે છે, કહી ચંદ્રકાન્ત સૂવા ગયો.

બીજે દિવસે સવારમાં જ ચંદ્રકાન્ત કંઇક લખવા બેઠો હતો ત્યાં એક ખેડુત આવ્યો અને કહેવા લાગ્યોઃ ચંદાભાઇ, બાપા કયાં છે ? જુઓ અંદર હશે, કહી ચંદ્રકાન્તે પોતાનું લખવાનું શરૂ કર્યું. થોડું લખ્યું હશે ત્યાં તો મોતીભાઇનો સ્વર આવ્યો, "ચંદ્રા." "હું, આવ્યો," કહીને તે અંદર ગયો. જો ભાઇ, ચંદ્રકાન્તને આવેલો જોઇને મોતીભાઇ બોલ્યાઃ આ આપણો ભીખો કહે છે કે ઘઉંના પાકમાં કઇક જીવાત પડી છે. જા, ને જોઇ આવ. ભાઇ એનો કાંઇ ઉપાય કર અને જો, આપણા મોટા આંબામાં જરા સડો પડવા માંડયો છે તે પણ જોતો આવજે, જા ભાઇ. બાપના અને ખેડુતના સામે જોતો ચંદ્રકાન્ત બોલ્યોઃ બાપા ખેતર કેટલેક છેટે છે. મોતીભાઇ જવાબ આપે તે પહેલાં જ ભીખો બોલ્યો, "આ રાસવા છે, ભાઇ."

ચંદ્રકાન્તને તૈયાર થતાં એક કલાક થયો અને ખેતરે પહોંચતાં પૂરા દશ વાગ્યા. "ડર્ટી ધૂળ" સુશોભિત વાળ અને કપડાં ઉપર ફરી વળી અને છેવટે ખેતરમાંની જીવાત મરે અને પાક બચે એવું ઔષધ અહીં મળે તેમ નહોતું એટલે

ખેડુતને જ પોતાના ઉપચારો કરવાનું ઠરાવી બંને પાછા ઘેર આવ્યા.

"બાપા, હું આવતી કાલે પૂના જાઉં છું." ચંદ્રકાન્તે સહેજ નમ્રતાથી પિતાને કહ્યું, અને પુત્રવિયોગે ધ્રૂજતા ડોસા અને પરસાળમાંથી ડોસી બંને સાથે જ બોલી ઊઠયાં: "કેમ ભાઇ ?"

"બાપા, બા, મને પૂનામાં ખેતીવાડી ખાતામાં નોકરી મળી છે. પગાર શરૂઆતમાં જ રૂ. ૩૦૦) મળશે અને આગળ જતાં વધશે."

"ભાઇ, તારા વિના અમારે કોનું મોં જોવાનું ? આપણી ખેતીવાડીમાં તારી કરામત વાપર અને અને આવક બમણી કર દીકરા," કરગરતા બાપે કહ્યું. મા કહે, "બળ્યા એ ત્રણસો, મારે તો કંઇ નથી જોઇતું. મારો દીકરો મારી પાસે સારો."

× × × × ×

મંગળવારની સુપ્રભાતે ગામલોકના સ્નેહભર્યા સાકર-પેંડાઓ અને નાળિયેર ચાંલ્લા સાથે માબાપને મનાવીને ચંદ્રકાન્ત નોકરીએ ગયો. થોડા દિવસમાં રાધાને પણ બોલાવી લીધી. સ્નેહાળ રાધા સાસુનાથી છૂટી પડતાં રડી પડી, પણ સાસુએ સુખ વાંચ્છી તેને વિદાય કરી.

પૂનામાં શરૂઆતમાં તો ઠીક ઠીક ચાલ્યું. માબાપનો પત્ર આવે કે તુરત પોતે લખતો. પણ તેની પોઝિશન પ્રમાણે

રહેવામાં તેનો વખત વધારે રોકાવા લાગ્યો. રાધા બાજુમાં રહેતા દીનકરરાય પ્રોફેસરનાં વાઇફ મૃદુલા જેવી અપ ટુ ડેટ થાય એટલા માટે પારસી બાઇ રૂપીઆ પચાસના પગારથી રોકવામાં આવી. તેનાં કપડાં અને તેના શિક્ષણને માટે પણ ઠીક ઠીક ખર્ચ કરવું પડતું એટલે પરિણામે તેને દર મહિને સોબસો તૂટતા જ અને તે માટે અવારનવાર બાપાને લખતો અને પાંચ વર્ષથી વિલાયત મોકલતાં મોકલતાં ટેવાયલા બાપા ચંદ્રાને દુઃખ ન થાય એ માટે પૈસા મોકલ્યે જતા, અને તે પૈસા ગામના ગૃહસ્થ પાનાચંદ સારી રીતે વ્યાજ ચડાવી જમીન સાનગીરો લખી લઇને રાજીખુશીથી આપતા.

પૂરાં ત્રણ વર્ષની નોકરી પછી પ્રોફેસર ચંદ્રકાન્તને રૂપીઆ પાંચસોનો પગાર થયો, ત્યારે રાધાને બે સુવાવડ આવી ગઇ હતી, અને બાબા અને બેબીને રાખવા માટે બે આયાઓનો ખર્ચ વધ્યો હતો. રસોઇયો, ડ્રાઇવર અને પેટ્રોલ એટલામાં જ ત્રણસો તો જતા અને બસોમાંથી ઘરખર્ચ અને કપડાં પણ પૂરાં નહોતાં થતાં.

એક દિવસ પાનાચંદ ચોપડો લઇને મોતીભાઇ પાસે આવ્યો અને બોલ્યો, “બાપા! નાણાંભીડ બહુ છે, માટે આવ્યો છું. કહો તો ભાઇ પાસે જાઉં.” મોતીભાઇએ નમ્રતાથી વાણિયાને બેસાડી હિસાબ જોવા માંડયો તો ટકો વ્યાજ ચડતા રૂપીઆ ત્રીશ હજાર નીકળ્યા.

વાણિયાને પંદર દિવસનો વાયદો કરી વિદાય કર્યો અને પોતે પૂના જવાનો વિચાર કર્યો. વૃદ્ધ પત્નીને સમજાવ્યાં કે થોડું કામ છે તે પૂના જાઉં છું. પુત્રનું સુખ આજે ત્રણત્રણ વર્ષથી જોયેલું નહિ હોવાથી જીવીબાએ પણ સાથે જવા ઠરાવ્યું.

અણચિંતવ્યાં ગયેલાં હોવાથી સામે કોઇ તેડવા આવેલું ન હતું, પણ મોતીભાઇએ એક ટાંગો ખેતીવાડી કૉલેજનો ઠરાવ્યો અને પુત્રને મળવાની હોંશમાં ને હોંશમાં મલકાવા લાગ્યાં. જીવીબાને ચંદ્રકાન્તનો પુત્ર જોવાની ઉત્કંઠા સમાતી ન હતી. ટાંગો ઠસુક ઠસુક કરતો કલાકે પહોંચ્યો. દરવાજેથી સિપાઇએ ટાંગો અટકાવ્યો પણ પ્રોફેસર સાહેબનાં માતાપિતા જાણીને જવા દીધાં. બંગલાના બારણામાં જ રાધા ઊભી હતી. તેણે સામે આવી સાસુને પ્રણામ કર્યા અને અંદર લઇ ગઇ. જીવીબા તો આ ઠાઠ જોઇ ખુશી ખુશી થઇ ગયાં. પણ મોતીભાઇના હૃદયમાં ફેરો ફોગટ થવાની બીક લાગી.

થોડા વખતમાં મોટર આવી અને તેમાંથી પ્રોફેસર સાહેબ ઊતર્યા. બાપ અને મા સામાં આવ્યાં અને બોલ્યાંઃ ભાઇ શરીર સારું છે ને? તેનો જવાબ આપતા પહેલાં સહસા તેનાથી બોલાઇ ગયું:

" આવા વેષે તે અવાતું હશે ? "

મોતીભાઇ તરત જ બંગાલામાં પાછા ફર્યા, અને ટેકીલા મોતીભાઇ અભિમાની પુત્રને છોડીને સામાન સાથે પાછા

સ્ટેશને જવા નીકળ્યા. રાધાના રડવા છતાં અને ચંદ્રકાન્તના પસ્તાવા છતાં આવેલા તે જ ટાંગામાં મોતીભાઇ સ્ટેશને પહોંચ્યા.

ઘેર પાછાં આવતાં જીવીબા બોલ્યાં: અરેરે, દીકરો ભણાવીને ગુમાવ્યો. મોતીભાઇએ કહ્યું: ઇશ્વરનો ઉપકાર માન કે આપણે નથી ગુમાયાં. નહિ તો સાયામંદિરમાં રૂપાળાં કપડાં પહેરી ગયાં હોત તો એને કાંઇ વાંધો ન આવત અને આપણને દાંભિકતા વળગી પડત.

× × × ×

હવે મોતીભાઇને પાંચ વીઘાં જમીન સિવાય કંઇ નથી. રહેવાનું ઘર, અને પાંચ વીઘાંની આવકમાં વૃદ્ધ દમ્પતિ સુખે રહી ઇશ્વરસ્મરણ કરે છે. બધીયે જમીન પાનાચંદને પાને ચડી ગઇ છે.

પ્રોફેસરસાહેબના પત્રનો જવાબ લખતાં હમેશાં મોતીભાઇ લખે છે કે " ભાઇ, આવા બાપ તે શું લખે ? "

પ્રોફેસરના બુદ્ધિચાતુર્યથી જમીન કેવી ફળદ્રુપ થઇ તેનો કોયડો પાનાચંદ કહેતા નથી પણ મોતીભાઇ જાણે છે કે ખેતીવાડીમાં નિષ્ણાત પુત્રથી ખેતીવાડી સમૂળગી ગઇ છે.



# ૧૩

# યોગીનીનો આશ્રમ

રાત્રિના બાર તો ક્યારનાયે વાગી ગયા હતા. અમાવાસ્યાની એ અંધારી ઘોર રાત્રિ અને મેઘવૃષ્ટિના ઝપાટાથી પ્રકૃતિની ભયંકરતામાં વધારો થયો હતો. કોઇ જગ્યાએ કેટલાક કાળા ઓળાઓ, અહીંથી તહીં સરકી જતા હતા. મૂશળધાર વરસાદથી ગભરાતું હોય તેમ ઘુવડ પણ માળામાં પેસી આખા દિવસ પછી ખસતા

સ્ટેશને જવા નીકળ્યા. રાધાના રડવા છતાં અને ચંદ્રકાન્તના પસ્તાવા છતાં આવેલા તે જ ટાંગામાં મોતીભાઇ સ્ટેશને પહોંચ્યા.

ઘેર પાછાં આવતાં જીવીબા બોલ્યાં: અરેરે, દીકરો ભણાવીને ગુમાવ્યો. મોતીભાઇએ કહ્યું: ઇશ્વરનો ઉપકાર માન કે આપણે નથી ગુમાયાં. નહિ તો માયામંદિરમાં રૂપાળાં કપડાં પહેરી ગયાં હોત તો એને કાંઇ વાંધો ન આવત અને આપણને દાંભિકતા વળગી પડત.

× × × ×

હવે મોતીભાઇને પાંચ વીઘાં જમીન સિવાય કંઇ નથી. રહેવાનું ઘર, અને પાંચ વીઘાંની આવકમાં વૃદ્ધ દમ્પતિ સુખે રહી ઇશ્વરસ્મરણ કરે છે. બધીયે જમીન પાનાચંદને પાને ચઢી ગઇ છે.

પ્રોફેસરસાહેબના પત્રનો જવાબ લખતાં હમેશાં મોતીભાઇ લખે છે કે " ભાઇ, આવા બાપ તે શું લખે ? "

પ્રોફેસરના બુદ્ધિચાતુર્યથી જમીન કેવી ફળદ્રુપ થઇ તેનો કોયડો પાનાચંદ કહેતા નથી પણ મોતીભાઇ જાણે છે કે ખેતીવાડીમાં નિષ્ણાત પુત્રથી ખેતીવાડી સમૂળગી ગઇ છે.



# ૧૩

# યોગીનીનો આશ્રમ

રાત્રિના બાર તો ક્યારનાયે વાગી ગયા હતા. અમાવાસ્યાની એ અંધારી ઘોર રાત્રિ અને મેઘવૃષ્ટિના ઝપાટાથી પ્રકૃતિની ભયંકરતામાં વધારો થયો હતો. કોઈ જગ્યાએ કેટલાક કાળા ઓળાઓ, અહીંથી તહીં સરકી જતા હતા. મૂશળધાર વરસાદથી ગભરાતું હોય તેમ ઘુવડ પણ માળામાં પેસી આખા દિવસ પછી ખસતા

નિશારાજ્યને સરી જવા દેતું હતું. કૂતરાંઓ પણ કારણ વિના ભસીને કોલાહલ કરવાના સ્વભાવને વીસરી કોઇના ઓટલા ઉપર તો કોઇની સીડીમાં એક ખૂણામાં લપાઇને ભરાઇ બેઠાં હતાં. તાઢથી ધ્રૂજતાં ખેડુતબાળકો બળદોની પાસે જ સૂતેલાં માતાપિતાને વળગીને હુંફ મેળવતાં હતાં. સર્વત્ર ભયંકરતાનું સામ્રાજ્ય છવાયું હોય તેમ ભયાનક શાન્તિ પથરાયેલી હતી.

ગામની અતિનજીક વહેતી નર્મદામૈયા આજે પૂર્ણ ધનવાન થઇ હોય તેમ બન્ને કાંઠે છલકાતી વહી જતી હતી. જાણે મનુષ્યોની મૂઢતાને ટાળવા સંજ્ઞા આપતી હોય કે વહી જવા દેશો તો નવું આવશે; તેમ પોતાને મળેલું અઢળક જળરૂપી ધન પૂરપટે સમુદ્રને અર્પે જતી હતી. તેના વમળોનાં દર્શન દિવસે પણ ભય ઉપજાવે તેવાં હતાં, ત્યારે રાત્રિનું તો પૂછવું જ શું ?

એવા અંધકારમાં એ નર્મદાના જળમાં ધીમેધીમે પગ મૂકવાની ચેષ્ટા કરનારની કેટલી હિંમત, કેટલી દૃઢતા, કેટલી શ્રદ્ધા હશે ?

નાના ધબકારા સાથે કોઇએ તેમાં પડતું મૂક્યું હોય તેમ જણાયું; અને બીજી જ પળે એક બીજો ધબકારો થયો. પાણીના ગંભીર નાદમાં ક્ષણમાં તો એ સ્વર લુપ્ત થયો.

બહેન, હવે તને કેમ છે ? એક મઢુલીમાં ઘાસના ઘાસિયામાં સૂતેલી યુવતીને પાસે બેઠેલી સાધ્વીએ પૂછ્યું. યુવતીની દૃષ્ટિ તેના સામે ફરી, અને પાછી આંખ મીંચી દઇ તે સૂઢ અવસ્થામાં જ પડી રહી.

અરેરે, હજી તો બિચારીને પૂરું ભાન પણ નથી આવ્યું, અહલ્યા ! ધીમેથી પગરવ ન થાય તેમ અહલ્યાએ પ્રવેશ કર્યો. એને જોઇ સાધ્વીએ કહ્યું: અહલ્યા ! આપણી પાસે કંઇ બળતણ વધ્યું છે કે ? હાજી

આપણી ઝૂંપડીમાં થોડાં જાડાં લાકડાં છે તે કાઢી લઇ સળગાવીએ. ઝૂંપડીને આપણે શું કરવી છે ? જેવી માતાજીની ઇચ્છા. એવો જવાબ આપતી અહલ્યાએ કામળો યુવતીના ઉપર ઓઢાડ્યો. અને ઝૂંપડી ઊભી રહી શકે અને લાકડાં નીકળે એવી કરામતથી લાકડાં કાઢવા લાગી. થોડા વખતમાં લાકડાં નીકળ્યાં એટલે ચકમકની સહાયથી સાધ્વીએ પોતાના ઉપર વસ્ત્રનો એક છેડો ફાડી સળગાવ્યો. આખી રાત ભીંજાયેલાં લાકડાંને ચેતાવવા આટલો કપડાંનો કટકો પૂરતો નથી એમ જોતાં અહલ્યાએ પોતાનો અંચળો કાઢી ચીર્યો અને એ ચીરાડાથી ઉત્પન્ન થતા અવાજ ભણી યોગીનીનું ધ્યાન ગયું. એને પોતાના કૃપણપણા માટે શરમ આવી. થોડીક ક્ષણોમાં અગ્નિ સળગ્યો અને અહલ્યા એ યુવતીને સેક કરવા લાગી.

ધીમેધીમે ઉષા પોતાનાં કેસરી વસ્ત્રોમાં સજ્જ થઇ, રાત્રિના ભયથી વ્યથીત થયેલાં પ્રાણીમાત્રને જાણે શૂરાતન અર્પતી હોય તેમ પૂર્વ દીશામાંથી ડોકિયાં કરવા લાગી. ઉડુગણ ઉષાના પ્રતાપને માન આપતા હોય તેમ એક પછી એક ખસી જવા લાગ્યા. હેવરે શુક્રનો તારો જાણે સર્વનો

નેતા હોય તેમ જરા મોડેથી વિદાય થયો. પક્ષીઓ આખી રાતની વૃષ્ટિથી વેઠેલી શીત અને ભયથી મુક્ત થયાં, તેથી આનંદમાં કલરવ કરતાં પૂર્વ દીશામાં જ આશ્રય હોય તેમ તે તરફ મુખ રાખી ઊડવા લાગ્યાં. **વનચર** પશુઓ અહીં તહીં ભરાવા લાગ્યાં. જળથી ભીંજાયેલી ભૂમિમાતાના લાડકવાયા પુત્રો પોતાના બળદ અને વાછરડાં લઇને ખેતરોમાં જવા લાગ્યા.

નર્મદામૈયાની જય બોલતા સાધુઓ સ્નાન કરવા ચાલ્યા. મંદિરોમાં પ્રાતઃકાળનાં ચોઘડિયાં વાગ્યાં. એ જોઇ યોગીનીએ અહલ્યાને કહ્યું: આજે મારે સ્નાન કરવાની ઇચ્છા નથી. તું જા. નાહીને સંધ્યાપૂજા કરવી હોય તો કરી લે. અહલ્યા થોડી ક્ષણ વિચાર કરી બોલી! માતાજી આપ જાઓને! હું એની પાસે બેસીશ. એના સ્વરમાં ભીનાશ અને માર્દવતા હતી. એ કેમ આવી તે એ પોતે પણ જાણતી ન હતી. સાધ્વીએ અહલ્યાના સામે જોયું તો તેના અર્ધઢંકાયેલા દેહ ઉપરનો અંચળો તેની ઉદારતા દર્શાવી, જાણે પોતાની ક્ષણિક ઉપયોગીતાનાં દર્શન કરાવતો હોય તેમ એને લાગ્યું. એણે યુવતીની પાસે બેસવાનો હક્ક અહલ્યાને જ આપ્યો, અને પોતે એક કમંડળ લઇ નર્મદા ભણી ચાલી.

અહલ્યા યુવતીના નિઃશ્ચેતન દેહ પાસે બેઠી. તેણે યુવતીના મુખને ખૂબ પ્રેમથી નિહાળ્યું અને પછી કોણ જાણે કેમ! પણ પોતાનું મોં ઢાંકીને રોઇ. એને માતાજી પાસે આવ્યે પંદર વર્ષ થયાં હતાં પણ કોઇ દિવસ તે આટલું રડી ન હતી. તેણે તેને પ્રેમથી આલીંગન કર્યું અને તે એટલા



અને પોતે એક કમંડળ લઇ નર્મદા બાજુ ચાલી. પાન ૧૩૮

બળથી કે બેશુદ્ધ યુવતિએ ધીમેથી ઊંહ કર્યું. અને ત્યારે જ એને ભાન આવ્યું કે તે અશકત બાળાને બળપૂર્વક દબાવી રહી છે. તેણે તેને છોડી દીધી અને ઊઠીને પાસેના કમંડલમાંથી પાણી લાવીને તેની આંખો ઉપર છાંટયું, તેના અર્ધઉઘાડા મુખમાં રેડયું અને જાણે તે અમૃત હોય તેમ યુવતીએ આંખો ઉઘાડી. યુવતીએ આંખો ઉઘાડતાં અહલ્યાને જોઇ; અને તેના હૃદયમાં કોણ જાણે કયા કારણથી ન સમજી શકાય તેવો આનંદ થયો. તેણે મા કહીને તેને આલિંગન કર્યું. અને બન્ને શરીર વેલી સમાં એકબીજાને વીંટાઇ ગયાં. આંખનાં અશ્રુઓ અને ધીમાં ડૂસકાં સિવાય કાંઇ જ સંભળાતું ન હતું. અને આમ વળગી રહેલાં એ બન્નેને જણાયું પણ નહિ કે કેટલો વખત થયાં તે આમ વળગીને બેસી રહ્યાં!

અહલ્યાને તેમની પાછળ આવીને ઊભેલી સાધ્વીનો મૃદુ સ્વર કર્ણગોચર થયો, ત્યારે જ યુવતીને એણે ધીમેથી છોડી દીધી.

સાધ્વીએ અહલ્યાને પંદર વર્ષના લાંબા ગાળામાં પણ તેની આગલા જીવનની વાત કદી જ પૂછી ન હતી. અહલ્યાએ કહી પણ ન હતી. તે પણ એક દિવસ આત્મહત્યા કરવા એક વાવ ઉપર ગઇ હતી અને ત્યાંથી સાધ્વી તેને લાવી હતી.

અહલ્યાનું નામ ખરી રીતે અહલ્યા હશે કે નહિ, તેની યોગીનીને ખબર ન હતી. પણ તેને અહલ્યાના નામથી સંબોધી અને તે બોલી એટલે તેણે એ જ સંબોધન કાયમ રાખ્યું હતું.

એક નાના ગામડામાં તેનો જન્મ થયો હતો. એની જ્ઞાતિમાં ગોરીદાનનો મહિમા ઘણો હોવાથી આઠ વર્ષમાં જ એનું લગ્ન કરવામાં આવ્યું હતું. અને તે દશ વર્ષની થઇ ત્યારે એના પ્રાણનાથ, પાસેની ભાગોળમાં આવેલી વાવ ઉપર નાના મિત્રો સાથે કૂદતાં તેમાં પડી યમદેવના ધામમાં ગયા હતા. એનું સુંદર મુખ હવે અપશુકનિયાળ ગણાયું અને એનું સૌભાગ્યવતી નામ ગંગાસ્વરૂપમાં ફેરવાયું. એ દશ વર્ષની "ગંગાસ્વરૂપ"ને પતિમરણનું ભાન પણ નહોતું. ત્યાં તો એના માથાના વાળ ઉતરાવી એને ઘરમાં ઘાલી, કારણ એનો પતિ મરી ગયો હતો.

વર્ષો વીત્યાં, 'ગંગાસ્વરૂપ' વીશેક વર્ષની થઇ એટલામાં તો એને ધર્મનું જ્ઞાન આપવા આવતા શાસ્ત્રીજીની કૃપાથી એનાં આજન્મ દુઃખ છૂટી ગયાં હતાં. પણ જ્યારે તેની માતાએ તેનું સ્વરૂપ જોયું ત્યારે એનો ક્રોધ સમાયો નહિ. પોતાની નાની ઉંમર હોવાથી પુત્રીના વૈધવ્ય પછી તેને ચાર બાળક થયાં હતાં. તેમાં એને કાંઇ જ અયોગ્ય કે પાપ જણાયું ન હતું. પણ અભાગણી ગંગાસ્વરૂપની એ હાલત થાય એ તો મરવા જેવું જ ગણાયને? તેને રાતદિવસ ઘરના ખૂણામાં માંદી છે કરી સુવાડી રાખવામાં આવતી હતી, અને એક દિવસ રાત્રે જ્યારે કોઇ જાગતું ન હતું ત્યારે, માણેક સુથારણ એક નાનું પોટલું લઇ છાનીમાની પોતાને ઘેર ચાલી ગઇ હતી. થોડા દિવસમાં તો ગામમાં લોકોએ જાણ્યું કે માણેકબાઇના મામાની દીકરી મરી જવાથી તેની નાની દીકરીને માણેકબાઇ લાવ્યાં છે.

એ નાની બાળાની સુંદર આંખો જોઇને હોય કે ગમે તેમ પણ તેનું નામ સુલોચના પાડયું હતું.

સુલોચના, માણેકબાઇને ત્યાં પંદર દિવસની તો પૂરી થઇ પણ ન હતી ત્યાં એમણે જાણ્યું કે, માધવરામની વિધવા દીકરી રાધા વાવમાં પડી મરણ પામી છે. તેનું મૃત શરીર ફક્ત એક જ વાર પાણીમાં કોઇએ જોયું હતું. પછી તો કોણ જાણે કયા તળિયે બેસી ગયું તે કોઇને જડયું જ નહિ.

સુલોચના પંદર વર્ષની થતાંમાં તો એનાં અંગપ્રત્યંગ એવાં ખીલી નીકળ્યાં કે જોનારને બે ઘડી જોઇ રહેવાનું મન જ થાય. એનું સગપણ નર્મદાકાંઠાના એક નાના ગામના શ્રીમંત સુથારને ઘેર કરવામાં આવ્યું. સુથારનો પુત્ર થોડું ભણેલો હતો. એટલે સુલોચનાને થોડું ભણાવ્યા પછી લગ્ન કરવાનો વિચાર માતાપિતાને જણાવ્યો.

સુલોચનાના શિક્ષણનો પ્રબંધ થાય એટલી શકિત માણેકબાઇની નહિ હોવાથી એમણે માધવરામની સહાયતા માગી. સુથારની છોકરીને વળી ભણવાનું શું ? એમ મરણકાંઠે ઊભેલા માધવરામને લાગ્યું; પણ વૃદ્ધ ઇચ્છાડોશીએ એ ધર્મના કામમાં પોતાની મૃત પુત્રી રાધાના પૈસા વાપરવા આગ્રહ કર્યો. અને એવી રીતે એણે મોટી ઉમરે કેળવણી લીધી હતી. એને પરણ્યાને માંડ છ મહિના થયા હશે. તેવામાં એને ઘેર યાત્રીઓનો એક સંઘ આવ્યો તેમાં ઘણાંખરાં બ્રાહ્મણ જ હતાં. તેમણે સુથારની પુત્રવધુની મુખાકૃતિ અને કથાકાર શાસ્ત્રીજી

તથા વાવમાં પડી મરી ગયામાં ગણાયેલી રાધાને વિષે ઝીણી-ઝીણી વાતો કરવા માંડી. તે સુથારણના જાણવામાં આવી.

યાત્રીઓના જવા પછી એ વાતની ઉહાપોહ વધી પડી અને સુથારણે પતિ અને પુત્રને ખૂબ વહેમી બનાવી દીધા. વિધવાની અનીતિથી થયેલી છોકરી આપણા વંશને નરકે મોકલશે એવી ભયંકર ભવિષ્યવાણીથી સુથાર પણ જરા કચવાયો પણ યુવાન સુથાર પોતાની પત્નિને ખૂબ પ્રેમથી ચાહતો હતો. તેના મનને કાંઇ જ ન લાગ્યું. પણ આખરે સમાજની કેર છરી એના જીવન ઉપર ફરી વળવા સમર્થ થઇ. જ્ઞાતિએ ઠરાવ કર્યો કે જ્યાંસુધી સુથાર હરગોવિંદના દીકરાની વહુ કોની દીકરી છે એ પુરવાર ન થાય અથવા એ વહુને એના ઘરમાંથી કાઢી ન મૂકે ત્યાંસુધી કોઇએ એના ઘરનું પાણી લેવું નહિ. અને એ ઠરાવથી જ્ઞાત થયેલી સુલોચનાએ પતિનું અને કુટુમ્બનું ભલું કરવા નર્મદામાં પડતું મૂક્યું.

યોગીની જો કે અહલ્યાનો પૂર્વઇતિહાસ જાણતી ન હતી, છતાં બન્ને જણ પંદર વર્ષથી સાથે રહ્યાં હતાં. યોગીની પ્રતાપવાન, વિદ્વાન, અને અતુલ્ય હિંમતવાન હતી. તેની બુદ્ધિ અને ચંચળતા કોઇ રાજકુળને શોભાવે તેવાં હતાં. એ કોણ હતી તેની પરવા સાધુઓએ કરી ન હતી પણ નર્મદાજીના તટમાં એની ખ્યાતિ ખૂબ હતી. કોઇ શાસ્ત્રાર્થી આવતો ત્યારે તેને પહેલી બોલાવવામાં આવતી. નાની માંદગીમાં એ સાધુઓની નર્સ થઇ જતી, મોટી માંદગીમાં એક કુશળ વૈદ્ય

બની જતી. એને તરતાં આવડતું અને ગમે તેવી અંધારી રાતે પણ તે નર્મદામાં ધારેલી જગ્યાએ પહોંચી જતી.

જે દિવસે રાત્રે તેણે સુલોચનાને બચાવી તે દિવસે એ નર્મદાના પાણીની રાત્રિની ભયંકરતા જોવાની ઇચ્છાથી ત્યાં ફરતી હતી.

કોઇ કોઇ યાત્રી બહુ મોટીમોટી વાતો કરી જતા. તેઓ કહેતાઃ એ શૈલપુર રાજ્યની રાજકુંવરી દીપકબા જેવી જ છે. એ કુંવરીને એક બીજા રાજ્યના નિર્માલ્ય દારૂડિયા કુંવર સાથે પરણાવવામાં આવી હતી. એ લગ્ન ખાંડાથી થયાં હતાં. પણ જ્યારે તે સાસરે ગઇ ત્યારે પહેલી જ રાત્રે તેણે પતિનો અસ્વીકાર કર્યો. અને બીજે જ દિવસે પિતાને ઘેર ચાલી ગઇ. પણ બળવાન રાજા સામે ટક્કર ઝીલવાની શૈલપુરની શક્તિ નહિ હોવાથી પિતાએ પુત્રીને પાછું જવા સમજાવ્યું. અને તેને પાછી સાસરે વળાવી. રસ્તે જતાં પડાવ નાખ્યો હતો ત્યાંથી તે ક્યાં ચાલી ગઇ તેનો પત્તો જ ન લાગ્યો.

આ વાત ખરી હોય કે ખોટી હોય પણ યોગીનીના ઓજસ આગળ એ વાત માન્ય કરવા બધાને લાલચ થતી. અને એની ઊંચી ગરદન, ભવ્ય મુખારવિંદ, અને વિશાળ તેજસ્વી આંખો એની સાક્ષી પૂરતાં.

× × × ×

અહલ્યા ઊભી થઇ અને યોગીનીના હાથમાંથી ઉપવસ્ત્ર લઇ સૂકવવા ગઇ. સુલોચનાએ હવે જ યોગીનીને જોઇ. એની

પ્રતાપી આકૃતિને નમન કરી તેણે ધીમે અવાજે પૂછ્યું: માતાજી, હું ક્યાં છું. હું મરી ગઇ છું કે નહિ? યોગીની સહજ હસી, એના માથા આગળ પલાંઠી વાળી બેઠી. બાપુ! બહેન! તું મારી પાસે છે. માતા નર્મદામૈયાને ખોળે છે. શા માટે મરવું જોઇએ, બહેન! તું તો હજુ નાની છે, સુલોચનાની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. માતાજી, મારે શા માટે જીવવું? કોને માટે જીવવું? મારે જીવીને ક્યાં જવું? વળી પાછી તે એક ડૂસકું ખાઇ બેશુદ્ધ થઇ ગઇ. અહલ્યા પાસે જ ઊભી હતી. તેણે એ જોયું અને ઓ...મારી... એટલું બોલી તે બેસી પડી. યોગીનીએ તેને આશ્વાસન આપ્યું અને સુલોચનાની સારવાર કરી તેને સચેત કરી.

ત્રણ યોગીનીઓના સતત પ્રયાસથી નર્મદાકાંઠે એક યોગીની આશ્રમ સ્થપાયું છે. ત્યાં સમાજવર્જીત કેટલીય લલનાઓ આવે છે. અને સંસારની કુટીલતામાં સડતા પુરુષોના પંજામાંથી અભણ અબળાઓને બચાવી લેવા એ આશ્રમની યોગીનીઓ સંસારમાં ઘૂમે છે. કેટલીય હિંમતવાન સ્ત્રીઓ પોતાની સંયમ–શક્તિનો સ્વીકાર કરી યોગ્ય પુરુષ સાથે લગ્ન કરી લેતી અને તેમાં આ યોગીનીઓ એમને પૂરી સહાયતા કરતી. કોઇ બાળા અજાણનાં કોઇની જાળમાં સપડાઇ જતી તો આ યોગીનીઓ સમાજની શરમને બાજુએ મૂકી, એ ફસાવનારની સામે કોર્ટમાં પગલાં લેતી. એમાં એમને કાંઇ જ અયોગ્ય લાગતું નહિ. અને એમની આ હિંમતને લીધે કાંઇક પાપી પ્રપંચીઓ ઠેકાણે આવી ગયા હતા. આજે પણ એ આશ્રમ સ્ત્રીઓના સ્વર્ગ સમો નર્મદાતીરે ઊંચી ધ્વજા ફરકાવે છે.

——o——

# ૧૪

# પાપી કે પવિત્ર !

મારી માતા સ્વર્ગવાસી થઇ ત્યારે મને સાત વર્ષ આ જગતમાં આવ્યે થયાં હતાં. થોડા દિવસ શોકની કાળી સાડીઓ અને પાઘડીઓના દંભ કરી બધાં પરવાર્યાં, ત્યાં તો અમારે ત્યાં એક દિવસ કંઇક ધામ-ધુમ દેખાઇ. મારાં ફોઇ, દાદી વગેરે આનંદમાં ફરતાં હતાં, પણ મારી મોટી બહેન છાનુંછાનું રડતી હતી. હું કારણ

સમજું એવડી મોટી તો હતી નહિ, પણ મોટી બહેનને રડતી જોઇ, હું પણ રડવા લાગી. અને છાની રડતી મોટી બહે-નને સાથ દેતી મોટાં ડૂસકાં ભરવા લાગી. બદામ છોલતાં-છોલતાં ફોઇને મારાં ડૂસકાં સંભળાયાં, અને એકદમ અમારી પાસે આવ્યાં. "શું છે? બાપુ! કેમ રડે છે? કોણે ધમકાવી મારી દીકરીને?" એમ કહી મને પાસામાં દાબતાં ફોઇબાએ મને કોટી કરી ચુંબન કરેલું, હજુયે મારા સ્મરણપટ ઉપર છે.

બીજે દિવસે અમારાં સગાંવહાલાં બધાં બોરીવલી ગયાં. મારા બાપાએ કાળી પાઘડીને બદલે મઝાની લાલ પાઘડી માથા ઉપર મૂકી. ઉપર ફૂલ પણ પહેર્યાં હતાં. તે દિવસે તેમણે સવારમાં ઊઠતાં મને દરરોજની પેઠે બોલાવી ન હતી. અમે બન્ને બહેનો તે દિવસે માશીબાને ઘેર ગઇ હતી. પણ બીજે દિવસે ઘેર આવ્યાં ત્યારે મારાં મોટી બહેનથી નાની અને મારાથી મોટી એક છોકરી અમારે ઘેર બોરીવલીથી આવી હતી. ફોઇબા કહે: "એ તારી બા છે." મેં અજાયબીથી એ 'બા' નામની છોકરીને તાકીતાકીને જોઇ. તે પણ મારી પેઠે રડી હોય તેવી દેખાતી હતી. ફેર માત્ર તેણે પહેરેલાં વસ્ત્રાલંકારમાં જ હતો. તે મોતી અને હીરાના અલંકારો અને મુલાયમ વસ્ત્રોમાં જાણે ઢંકાઇ ગઇ હતી; અને હું સાદાં કપડાંમાં અને આછા અલંકારમાં હતી.

× × × ×

મોટી બહેનનાં લગ્ન એક સારા પૈસાદાર, યુવાન બીજવર

સાથે કરવામાં આવ્યાં, ત્યારે હું દશ વર્ષની હતી. તે સાસરે ગઇ ત્યારે મને સૂનું તો લાગ્યું, પણ પછી તો અભ્યાસમાં મન પરોવાયું. બાપાજીએ પણ મને કેળવણી આપવામાં જરા હિંમત બતાવી કહેવાય. કારણ અમારી જ્ઞાતિમાં છોકરાઓને પૂરતી કેળવણી નહોતી અપાતી, તો કન્યાને તો અપાય જ ક્યાંથી ? હું હાઇસ્કૂલમાં દાખલ થઇ ત્યારે સમવયની બહેનપણીઓ સાથે આકાશકુસુમના ગજરા ગૂંથવા લાગી ! એક દિવસ લગ્નની વાત નીકળતાં મારી એક બહેનપણીએ કહ્યું: " વિલસુ, મને તો તારી દયા જ આવે છે કે તારી અડભૂત જેવી જ્ઞાતિમાં કોઇ લક્ષ્મીપિપાસુ સાથે તને ગરદન મારવામાં આવશે. એવા અજ્ઞાન ધનવાન સાથે તારું જીવન કેમ જશે ? " અને મેં તે વાતને હસી કાઢી. મારા હૃદયમાં એ વિચાર કોઇ દિવસ આવ્યો ન હતો એમ ન હતું. પણ ધીમેધીમે સ્વતંત્ર વિચારની થતાં મારો હૃદયભાર હલકો થતો ગયો. મેં સ્નેહલગ્ન કરવાનો મનસૂબો કરી નાખ્યો હતો. અને એક પ્રેમી પણ શોધી લીધો હતો. સત્તર વર્ષની ઉંમરે મારી કેળવણી ફરજિયાત બંધ કરવામાં આવી, કારણકે મારા વહાલા પિતા આ જગતમાં મને મારાં વીસ વર્ષનાં બાને શરણ મૂકી દેવલોક પામ્યા.

તે દિવસે મારા હૃદયમાં ભયંકર અંધકાર ફેલાઇ ગયો.. નિરાશાથી હું અધમૂઇ થઇ ગઇ, પણ વખત ચીજ એવી છે કે તે વહાલાંઓને પણ વીસરાવે છે. તેમ ધીમેધીમે અમે પણ પીતાજીના ધનને સંભાળવા તરફ દોરાયાં.

મારાં બા તો નિસંતાન હતાં એટલે તે પોતાના ધન સાથે પિયેર સીધાવ્યાં, એટલે આ જગત ઉપર હું અને બ્હેન સિવાય બીજું કોઇ ન હતું. હતા એક અમારા દૂરના સગા; પિત્રાઇ. તેમના હાથમાં પિતાએ રૂપીઆ વીસ હજાર મારે માટે અને ચાલીસ હજારની મિલ્કત બાને માટે સુપ્રત કરેલી અને અમારા વાલી બનાવેલા. હવે હું પિત્રાઇને ત્યાં રહેવા ગઇ. મારા પિત્રાઇ વિદ્વાન હોવાનો દાવો કરતા હતા. રાત્રિના બાર વાગ્યા સુધી તેઓ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચતા અને સવારે દસ વાગે ઊઠતા. મારાં કાકી ( પિત્રાઇનાં પત્ની ) નો મીજાજ સામાન્ય ન હતો, છતાં પોતે સુધારાનો ડોળ પૂરો કરનારાં હોવાથી મારા ઉપર વહાલ દેખાડતાં. થોડા દિવસમાં તો એમને ત્યાં મારો પ્રેમી પણ અવારનવાર આવવા લાગ્યો, અને મારા કાકાનો દીકરો તેનો મિત્ર થઇ પડયો. એટલે અમારો દૃષ્ટિસમાગમ સુગમ થઇ પડયો.

હમેશના પરિચયથી અમારો સ્નેહ દૃઢ થયો હોય એમ મને લાગ્યું અને ઝાંઝવાનાં જળમાં સ્નાન કરતી, હું સ્વપ્નસુખ ભોગવવા લાગી. ઘણી વખત મારા કાકાના દીકરા સાથે એ પણ ફરવા આવતો. અમે અનેકવાર પાલવા ઉપરના સાગરનીરમાં નૌકામાં સાથે ફરતાં, અને અનેક વિચા-રોથી મનને ભરી દેતાં. અમારાં લગ્ન થશે ત્યારે અમે આમ કરીશું ને તેમ કરીશું, એમ અનેકાનેક લાલચો મારા બિનઅનુ-ભવી હૃદય આગળ મૂર્તિમંત નાચી ઊઠતી. મારો સ્વભાવ ગરમ હોવા છતાં પરાધિન રહેવાથી ઓછું બોલવાનો થઇ

ગયો હતો. એટલે હું શાણામાં ખપતી. અને ગમે ત્યાં ફરવા જાઉં છતાં કાકા કે કાકી ક્યાં ગઈ હતી તે પૂછતાં નહિ. એવી મારી શાખ હતી.

એક દિવસ બહારની અગાસીમાં હું મેઘદૂત વાંચતી હતી અને યક્ષની પેઠે હું પણ સંદેશો મોકલું તો ? એમ કલ્પનામાં મસ્તાન હતી, તેવામાં એ આવ્યો. એણે ધીમેથી કહ્યું : " વિલસુ, એક ખાનગી વાત કરવાની છે. આજે "હૅંગીંગ ગાર્ડન" ઉપર મારી સાથે એકલી આવીશ ?' ચોતરફ દૃષ્ટિ કરતાં મેં ગભરાટ બતાવ્યો, તે તેનાથી છૂપું ન રહ્યું, ને તેણે કહ્યું: " બીએ છે શાની ? ઘરમાં કોઈ નથી તે તું નથી જાણતી ? " અને ત્યારે જ મને ભાન આવ્યું કે આજે હું એકલી જ ઘરમાં હતી. કાકી તેમને પિયેરે ગયાં હતાં અને કાકા ને ભાઈ ઑફિસ ને કૉલેજમાં હતા. જરા હિંમતથી મેં જવાબ આપ્યો: " કહેવું હોય તે અહીં જ કહોને, વળી ત્યાં શું કામ છે ? " તેણે કંઈક નારાજી બતાવી અને ખીન્ન વદને બોલ્યો: " તારી મરજી ન હોય તો મારો આગ્રહ નથી. " એના ધીમા નિરાશાભરેલા સ્વરે મને તેના તરફ આકર્ષી. તેના ઊંચા કપાળ ઉપર વાળનાં ગૂંછળાં ઊડતાં હતાં. તેની આંખમાં ઊંડું દુઃખ દેખાતું હતું. તેના હોઠ મક્કમ હતા અને વધારે નહિ બોલવાની દૃઢતા જમાવતો હોય તેમ તે આકાશ તરફ નજર ઠેરવતો હતો.

તેના તરફ દૃષ્ટિ માંડીને જોવાથી મને લાગ્યું કે મેં તેને દુભવ્યો તે ખોટું કર્યું. પસ્તાતી હું ઊભી થઈ,

અને " આવોને અંદર ! " એમ તેને કહ્યું અને મંદ પગલે તે અંદર આવ્યો.

એક ટીપાઇના ખૂણાને અઢેલીને તે ઊભો અને હું પાસેની ખુરશીમાં બેઠી. તેની દૃષ્ટિ જમીન તરફ હતી, પણ હું તેને નીરખવામાં જ પડી હતી. અચાનક મારી દૃષ્ટિ સામેના કબાટના કાચમાં પડી. અહા ! શું યુગલ ! બસ, પ્રભુએ જ અમને અમારી જોડી સર્જાવીને મોકલ્યાં છે. કોઇની તાકાત નથી કે અમને છૂટાં પાડે ! અનેક નવલકથાઓના ભૂતથી ભ્રમિત થએલા મારા દિલમાં મેં નિશ્ચય કરી લીધો કે, " શામાટે ગાર્ડન ઉપર ન જવું ? એ કાંઇ થોડો જ કોઇ બીજો છે ? પોતાની વ્યક્તિમાં વિશ્વાસ ન મૂકું તો કોના ઉપર મૂકીશ. " એમ નિશ્ચય કરી મેં તેને તંદ્રામાંથી જગાડ્યો: " કેટલા વાગે બાગમાં જઇશું ? " જાણે તૃષાતુરને અમૃત મળે તેમ તેણે આભારભરી આંખે ઊંચું જોયું. " તું ના કહેતી હતી ને આવીશ ? " " હા ! આવીશ. શા માટે ન આવું ? તું ક્યારે લોક છે ? તારી સાથે આવતાં કાંઇ થોડા જ બાપા ( હવે હું મારા કાકાને બાપા કહેતી હતી ) લડવાના છે ? અને કાકી તો બૈરક સ્વભાવ પ્રમાણે બોલશે તેનું તો કંઇ નહિ. " હર્ષ છુપાવવા પ્રયત્ન કરતો એ બોલ્યો: " ત્યારે બરાબર સાડાપાંચ વાગે મલબાર હિલના છેડા તરફ આવજે. " એટલું કહી પ્રત્યુત્તરની રાહ ન જોતાં તેણે ચાલવા માંડ્યું અને દાદર ઊતરતાં ઊતરતાં બોલ્યો: " જાઉં છું. "

કુદરતપ્રેમી અને વિલાસપ્રેમી બન્નેની જ્યાં ઠઠ જામતી

હતી તેવી રળિયામણી જગ્યાએ એક બાજુના બાજઠ ઉપર હું અને તે બેઠાં હતાં. મારી નજર લોકો ઉપર હતી. વખત છે ને કોઇ નિંદા કરે એ બીકથી હું ઉતાવળમાં હતી, અને તે તો નિશ્ચિંત હૃદયથી વાત કર્યા જતો હતો. વાતની અધ-વચ્ચે તે અચાનક થોભ્યો. વાર્તા ખંડિત થતાં જેમ ઊંઘતું બાળક જાગી ઊઠે અને વાર્તા આગળ ચલાવવા માગણી કરે તેમ બીકથી બેબાકળી બનેલી મારી ચિત્તવૃત્તિ તેના તરફ વળી. મેં કહ્યું: " કેમ અટકી પડયો ? " " તો બીજું શું કરું ? " તેણે સામો પ્રશ્ન કર્યો. તેના કહેવાનો અર્થ હું સમજી, અને મેં ગુનો કબૂલતાં કહ્યું, " મને આ લોકો આપણા તરફ જુએ તે ગમતું નથી. વખત છે ને કોઇ આપણી વાત કરે ! "

મારી નબળાઇ જોઈ તે હતાશ જેવું હસ્યો. " થઇ રહ્યું; ત્યારે આપણે પરણી ચૂકયાં ! તું આમ આટલી વાતમાં બીએ છે તો આખો જન્મારો કેમ કાઢવાની ? જો તારો ખરે-ખર પરણવાનો નિશ્ચય હોય, તો મારી વાત ધ્યાન દઇ સાંભળ. મેં તને કહ્યું તે સિવાય બીજો માર્ગ નથી. " " પણ આપણે સિવિલ મૅરેજ કરીએ અને મારા બાપાના પૈસા મને ન મળે તો આપણે શું કરીએ ? " મેં શંકાશીલ હૃદયે કહ્યું. તે ખડખડાટ હસ્યો: " અરે ! રૂપીઆ મળે કે ન મળે. આપણે થોડાં જ રૂપીઆને પરણીએ છીએ. આપણે સુખે રહી શકીએ એટલું તો હું કમાઇશ. " તેનાં એ વચન હજુયે મારા કર્ણપ્રદેશને પવિત્ર કરે છે. લાંબી દલીલો પછી એમ ઠર્યું કે

બે દિવસમાં અમારે લગ્ન કરી નાખવાં.

આ કોલ જ્યારે અમે નક્કી કર્યો ત્યારે પાસેના ઝાડ ઉપર સંધ્યા સમયે ભેગાં થતાં પંખીમાંથી એક મોટી સમડીએ ચિત્કાર કર્યો. મારું હૃદય ધ્રુજી ઊઠયું. મારું જમણું નેત્ર ફરકયું. તેને પણ કંઇક ઉદાસીનતા તો લાગી જ. પણ તેણે મર્દાઇ બતાવી: "લે, ચાલ, હવે શાની ગભરાઇ ગઇ! એમ પક્ષી માળામાં પાછાં ફરતાં કોલાહલ કરેજને? તું તારા ઘરમાં નથી બોલતી?" પણ મેં જોયું કે એ સર્વ ઉપર ઉપરનું હતું. તેના મનમાં પણ શંકા ઉદ્ભવી હતી. એણે મારો હાથ પકડયો અને ઉઠાડી. મારા અને તેના લાંબા પરિચયમાં પણ કોઇ દિવસ અમે એકબીજાને અડતાં નહિ. આજે પ્રથમ જ એણે મારો હાથ પકડયો—મેં પકડવા દીધો. મલબારહિલ તરફ નીકળવાની સાંકડી કેડીમાં થઇને અમે એકબીજાને અડીને ચાલતાં હતાં. એકાએક તેણે મને પોતાની બાથમાં ઊંચકી લીધી. હું તેનું એ કાર્ય તુચ્છકારું ત્યાર પહેલાં તેણે મને છોડી દીધી અને દક્ષીણ તરફ અંગુલીનિર્દેષ કર્યો, અને ધીમેથી બોલ્યો: તદ્દન તારા પગ પાસે જ આવતો હતો. મેં જોયું કે એક ભયાનક સાપ પૂરવેગથી ધસ્યો જતો હતો. અરે! પ્રભુ તે દિવસે મને શા માટે બચાવી? તે દિવસે તે જ પળે એ સ્નેહીના બાહુપાશમાં મરી ગઇ હત તો કેટલી સુખી થાત?

હું ઘેર પહોંચી ત્યારે લગભગ આઠ થવા આવ્યા હતા. કાકા વાંચતા હતા. કાકી હમણાં જ પિયેરથી આવ્યાં હોય

તેમ લાગ્યું. કારણ પોતાની સવારની સાડી કયાં છે એમ પાર્વતીને પૂછતાં મેં તેમને સાંભળ્યાં. અને નિર્ભયતાથી હું મારા ઓરડામાં પેઠી. ધીમેથી બારણું બંધ કરી આરામ-ખુરશીમાં મેં પડતું મૂક્યુ. આજથી ત્રીજે દિવસે મનમાન્યા સાથે લગ્ન કરવાનો આનંદ તો પ્રાતઃકાળના ઉડુગણ પેઠે ક્યાંયે સંતાવા લાગ્યો. અને બદલામાં સમડી અને કૃષ્ણ સાપના અપશુકન નજર સમક્ષ તરવા લાગ્યા. અને પરણ્યા પછી કાકાકાકી, મામીમામા, ફોઈસાશી અને કદાચ બ્હેન પણ ત્યજી દેશે તો ? એ શલ્ય સમાન શંકાદુઃખથી હું ઘેરાઇ ગઇ હોઉં તેમ કોણ જાણે ક્યાં સુધી પડી રહેત, પણ કાકીનો ઘાંટો સંભળાયો કે વિલસુ ક્યાં ગઇ ? મહામહેનતે સામર્થ્ય મેળવીને મેં કપડાં બદલ્યાં. હાથમોઢું ધોયું, અને પાણી પીધું. વાળ સમા કરી જરા હસતું મોં રાખી, હું કાકાવાળા ઓરડામાં કાકી સામા જઇને ઊભી. અને કાકી હસ્યાં: “ ઓહો ? વિલસુ, બ્હેન આજ કાંઇ ખૂબ શોભી નીકળ્યાં છો ? આવ દીકરી, આજ આખો દિવસ તારા વિના કાઢયો તે એવો ખરાબ લાગ્યો:....” એમ કહી કાકીએ મને પાસામાં ખેંચી અને મેં દબાવેલું દુઃખ આંખો દ્વારા ઉભરાઇ આવ્યું. કાકીની છાતીમાં મોં સંતાડી હું ધરાઇને રડી, અને મને રડતી જોઇ સ્ત્રીપ્રાપ્ય સ્વભાવથી કાકી પણ રડવા લાગ્યાં. આમ અમે એકબીજાને દબાવીને કોણ જાણે કેટલુંયે રડત પણ અચાનક કાકાએ અમા ું એટલે મારું કે કાકીનું ડૂસકું સાંભળ્યું અને એકાએક આમ રડવાનું કારણ પૂછવા લાગ્યા. અને જવાબ આપવા કરતાં હું મોઢું ધોવા બીજા ઓરડામાં

ગઇ અને કાકી બોલ્યાં, "બિચારી મા વિનાની તે ઓછું આવે જ ને ?" પણ કાકા વિદ્વાન હોવાનો દાવો કંઇ છેક ખોઇ નહોતા લઇ બેઠા. તેમણે સહેજ હસીને વાત કરીઃ "હવે એને પરણાવી દેવી જોઇએ." કાકી સમ્મત થતાં બોલ્યાં, "એ તો મેં આજે જ થોડુંક ગોઠવ્યું છે. મારી માશીના દિયેરની દીકરી મરી ગઇ છે, પંદરેક દિવસ ઉપર. તેનો વર છે. અને છે પણ મઝાનો પૈસાદાર અને દેખાવડો, એ તો માળા છે. ગામમાં અને બહાર ગામમાં જ્યાં જુઓ ત્યાં એનો બંગલો છે જ. વળી ઉમ્મર પણ વધારે નથી. માંડ ચાલીસ વર્ષ થયાં છે. પણ બિચારાના નસીબમાં એવું છે કે આ ત્રીજી વારની મારી માશીની ભત્રીજી તે પણ મરી ગઇ. હજી તો પરણ્યાં ચાર વર્ષ પણ નથી થયાં. નશીબની વાત છે ને ?" આમ બોલતાં કાકી કાકાના કંઇ જવાબની વાટ જોતાં થાકીને પાછાં બોલ્યાં, "કેમ બોલતા નથી ? તમારી મરજી નથી તો પછી આખી ન્યાતમાં બીજે છે કયાં ? વર છે ત્યાં ઘર નથી, ને ઘર છે ત્યાં વર નથી. આ પેલા મારા ફૂવાનો ભત્રિજો બી. એ. થયો છે, પણ કોણ કન્યા આપે ? નથી ઘરમાં દાગીનો કે નથી બેંકમાં પૈસો. નહિ તો હમણાં તેને આપણે જ આપત. પણ શું કરીએ. માબાપ વિનાનું છોકરં એમ નાખી દેવાય છે ? બાકી ભણેલો તો બીજો કયાંય નથી. આ કંઇ છેક ખોટો નથી અને ભણતર એકલાને શું કરીએ ?" આ પ્રસ્તાવનાને અંતે છેવટે કાકાને સમ્મતિ આપતાં મેં સાંભળ્યા. હું ઊઠી હતી તો મોઢું ધોવા પણ




તેની આંખમાં ઊંડું દુઃખ દેખાતું હતું. પાન. ૧૩૯

મારી જ વાત સાંભળી એટલે ઊભી રહી. આખો વાત સાંભળતાં મારી આંખોએ અંધારાં આવવા લાગ્યાં અને હમણાં જ પડી જઇશ એવી લાગણી થઇ આવી.

જ્યારે હું જાગી ત્યારે કાકી મારા માથા ઉપર બરફની કોથળી મૂકી બેઠાં હતાં. મારી બહેનના વરને મરી ગયે ફક્ત દસ મહિના થયા હતા તોપણ તે આવી હતી. આખા ઓરડામાં મેં નજર કરી તો ઓરડો હૉસ્પિટલમાં ફેરવાઇ ગયેલો જણાયો. પહેલો જ પ્રશ્ન મેં બહેનને કર્યો:- પણ મારો અવાજ મને ઘણો જ નબળો લાગ્યો, 'તું ક્યાંથી?' એમ બહેનને પૂછતી હું થાકી ગઇ હોઉં તેમ આંખ બંધ કરી ગઇ, પણ જાગતી તો હતી જ.

મારી બહેન બોલી: "કાકી, આજનો દિવસ જરા લાગશે, આવતી કાલથી વળતી દશા થશે. આજે અમાસ એટલે સાધારણ રીતે માંદા માણસને ભારે જ લેખાય અને વળી અધૂરામાં પૂરો શનિવાર?" "ઓહો! આજે શનિવાર ને અમાસ! અમારે તો અગિયારસ ને મંગળવારે પરણવાનું હતું." આહ! અને તે દિવસની કથા સજીવ થઇ. મારી આંખમાંથી ચોધાર પાણી નીકળવા લાગ્યું. નબળાઇને લીધે આંખમાંથી પાણી નીકળે છે, એમ નિર્ણય કરી કાકી અને બહેને આશ્વાસન લીધું.

પૂરા બે મહિના પછી અમે દેવલાલીથી પાછાં ફર્યાં ત્યારે હું સામાન્ય રીતે તંદુરસ્તીમાં આવેલી ગણાતી હતી. હવે

મારે સાસરેથી ચાંલો કરવા આવવાનું મુહૂર્ત કાકીએ નક્કી કર્યું. એક સારે ગણાતે દિવસે પેલાં આવ્યાં. મારા ભાગ્ય-વિધાતાના નામ સાથે મારું નામ જોડી મંગળ ગીતો ગાયાં. હીરામોતી અને સોનાથી મઢેલો ચૂડો પણ આવ્યો અને મારા હાથમાં પડયો. મારા કપાળમાં કુમકુમચંદ્રક થયો. અને સંબંધીઓએ ગોળ ખાધો. વિષનો ઘૂંટડો તો મેં જ ઉતાર્યો ગળામાં. તે રાત્રે આખી રાત્રિ મેં મારી જાતને નિંદી, કાળને વગોવ્યો, દૈવને દલીલ કરી, પણ મારું શું ચાલે? સવારથી મારે જમવા જવાનું અને મારા ભાવિ પતિને અમારે ત્યાં જમવા આવવાનું, એમ બધોયે વ્યવહાર યંત્ર-વત્ હું ચાલવા દેતી. મારામાં તેઓની સામે થવાનું સામર્થ્ય નહોતું.

મારું સગપણ થયું, તે જ દિવસે તે આવ્યો. તેણે મારી ખબર પૂછી. તેને મેં દેવલાલીથી કાગળો લખ્યા હતા અને હું તેના વિના જીવી શકીશ નહિ એમ પણ વારંવાર લખેલું. અને મુંબઈ આવતાં જ લગ્ન કરી નાખવા તૈયાર રહેવાને વિનવેલો. તેના પણ કાગળો આવતા અને હું તે સંતાડીને વાંચતી અને સંતાડીને મૂકતી. ઇશ્વર જાણે શાથી તે દિવસે તેને બારણામાં પેસતાં જ કાકાએ તાકીતાકીને જોયો અને મારી તબિયત માટે પૂછેલા તેના કાળજીભર્યા પ્રશ્નોના તુચ્છકારભર્યા તોછડા જવાબ વળાતા હતા. હું એ સઘળી સાઠમારી જોતાં મનમાં ધ્રૂજી ઊઠી કોઇ દિવસ કાકા તેના તરફ આના આવવેકી કદી દેખાયા

નહોતા. આજે આમ કેમ ? ત્યાં તો તોપ ફૂટે તેવો ધડાકો થયો. અને વિલસુ ! ઘરમાં જા, ઊઠ. " કોઇ દિવસ કાકા આમ બોલ્યા હોય એમ મને નહોતું સાંભરતું. લાચારીની દયામણી આંખોથી એના સામી નજર માંડતી હું ઊઠી અંદર જવા, પણ ઊભી રહી બહાર. કાકા એને ધમકાવતા બોલ્યા: " સારા માબાપના છોકરા થઇ કામ તો સારાં કરો છો. મારા છોકરાના મિત્ર જાણી તમારો સત્કાર કર્યો તો તેની બહેન તરફ દૃષ્ટિ કરી ? ધિક્કાર છે તમારી વિદ્વતાને ! ધિક્કાર છે તમારી જાતને. ઊઠો, જાઓ, તમારું પાપી મોં મારા સામે ફરીથી દેખાડતા નહિ. નીકળો. એક પણ શબ્દ બોલ્યા તો ન ઇચ્છવાજોગ કાંઇક થઇ જશે. ચાલ્યા જાઓ એકદમ મારા ઘરમાંથી—"

મારા દિલમાં આગના ભડકા લાગ્યા હોય તેમ હું બળી બળી થઇ ગઇ, પણ તે દિવસની પેઠે આજે પડી પણ ન ગઇ અને સિક પણ ન પડી, એ મારું કમભાગ્ય ઓછું ન ગણાય.

દાદરનાં પગથિયાં ઉપર એ કર્ણપ્રિય પગરવ મેં સાંભળ્યો. 'એ' ગયો ! પણ મારા હૃદયમાંથી કાકા એને ન કાઢી શકયા ! ને 'એ' ગયો !

મારાં લગ્ન થયે બે મહિના થઇ ગયા ત્યારે મને હિસ્ટિરિયા લાગુ પડયો. મારાં જૂના વિચારનાં સાસરિયાં દોરા માદળિયાં કરવા લાગ્યાં અને મારી મરી ગએલી ત્રણેય શોકયોને યથેચ્છ ગાળો આપવા લાગ્યાં. અરે રે ! એ બિચારાં મારા 'ભૂત'ની વાત શું જાણે ? કયાં લગ્ન કરી હનીમૂન કરવા

જવાની વાતો—કયાં એ મિત્રો સાથે યથેચ્છ ફરવાહરવાની કલ્પનાઓ–કયાં એ સાથે ચાંદનીમાં બેસીને સંગીત રસમાં ડુબવાના લાહવા લેવાની આશા અને કયાં આજની પરિસ્થિતિ.

પરણીને આવી ત્યારથી સ્વામીત્વ ભોગવી રીઢા થએલા પતિએ સ્વામીપણું બજાવ્યું. એ મારે માટે લૂગડાંઘરેણાં લાવતા, પણ તે હું તેમના હાથમાં જોતી તે પછી કોઇ દિવસ પાછાં કાઢી તપાસતી પણ નહિ. મારું ચિત્ત ચોંટતું જ ન હતું. મારા પતિ મારા શરીરના પતિ થયા પણ મારા મનના તો ન થયા તે ન જ થયા. મારી તબિયત દિનપ્રતિદિન બગડતી જોઇને મારી બ્હેને થોડા દિવસ પોતાની સાથે દેવલાલી મોકલવાની માગણી મારા પતિ પાસે કરી. તેમણે તે સ્વીકાર્યું અને મને થોડા દિવસ દેવલાલી જઈ આવવા સમજાવી. હું દેવલાલી જવાની ના કહેવા લાગી એટલે બિચારા મારા પતિ સમજ્યા કે તેમનો વિયોગ મારાથી નથી વેઠાતો, એટલે તે પણ સાથે આવવા તૈયાર થયા.

અમે દેવલાલી રહેવા લાગ્યાં. મારા પતિ જાતે એકલા જ હોવાથી અઠવાડિયામાં એકબે દિવસ જ દેવલાલી આવવા પામતા. મારાં બેન તથા બેત્રણ બેનપણી સાથે રહેવાથી મારી તબિયત કાંઇક સુધરી. એટલામાં એક અકસ્માત બન્યો.

અમે નાસિક રોડ ઉપર ફરવા નીકળ્યાં. ચાલતાં ચાલતાં વાંક લેતાં રસ્તા ઉપર હું સર્વથી પહેલી વળી. પણ મારાથી ઓચિંતી બૂમ મરાઇ ગઇ. એ સાંભળીને મારી બેન ઉતાવળી

દોડી આવી: તેણે જોયું કે મારા પિત્રાઈનો મિત્ર સામેથી આવી રહ્યો છે. તેના ચહેરા ઉપર હર્ષશોકની રેષાઓ દેખાઈ ન દેખાઈ અને એને મને કહ્યું: " વિલસુ, પાછી ઘેર ચાલ. ચાલ, મારી બ્હેન ! આપણો ધર્મ આપણે સંભાળવો જોઈએ. " અને મારા જવાબ પહેલાં તો મારી અતૃપ્ત દૃષ્ટિને ખેંચી લેવા માટે વિનવતી એને લગભગ મને ઘસડી લીધી.

ત્યારપછી કોઈ દિવસ મારા જોવામાં એ આવ્યો નહિ. પણ મારા હૃદયમાંથી ખસ્યો પણ નહિ.

* * * *

દેવલાલીથી પાછાં આવ્યે ચાર મહિના થઈ ગયા. મારી સ્થિતિ નાજુક હતી. મારા પતિ, પુત્રની આશામાં મારું માન અધિકાધિક સાચવવા લાગ્યા. ગરીબ બિચારા !

મારી પુત્રી લગભગ મારા જેવી જ હતી. પણ એને જોઈને મને ક્ષણિક આનંદ થયો.

મારા પતિની યાચના પ્રભુએ સાંભળીને મારી પુત્રીના જન્મ પછી લગભગ દોઢ વર્ષે પુત્ર આવ્યો. સાકર વહેંચાઈ. હું નસીબવાળી ગણાઈ. સગાંઓ અભિનંદન આપતાં હતાં, ત્યારે વિધાતા ક્રૂર હાસ્ય કરતી હશે. કારણ પુત્ર બરોબર બાર દિવસનો થતાં એકાએક મારા પતિનું હૃદય બંધ પડી ગયું. અને હું વિધવા–હિંદુ સંસારની અભાગિની વિધવા–બની બેઠી. વર્ષ દિવસ સુધી સગાંઓ રડયાં, મને રડાવી અને થાકીને બેઠાં. કાળના આગળ કોનું ચાલ્યું છે ? એક વર્ષ પછી

જવાની વાતો—ક્યાં એ મિત્રો સાથે યથેચ્છ ફરવાહરવાની કલ્પનાઓ–ક્યાં એ સાથે ચાંદનીમાં બેસીને સંગીત રસમાં ડુબવાના લાહવા લેવાની આશા અને ક્યાં આજની પરિસ્થિતિ.

પરણીને આવી ત્યારથી સ્વામીત્વ ભોગવી રીઢા થએલા પતિએ સ્વામીપણું બજાવ્યું. એ મારે માટે લૂગડાંઘરેણાં લાવતા, પણ તે હું તેમના હાથમાં જોતી તે પછી કોઇ દિવસ પાછાં કાઢી તપાસતી પણ નહિ. મારું ચિત્ત ચોંટતું જ ન હતું. મારા પતિ મારા શરીરના પતિ થયા પણ મારા મનના તો ન થયા તે ન જ થયા. મારી તબિયત દિનપ્રતિદિન બગડતી જોઇને મારી બ્હેને થોડા દિવસ પોતાની સાથે દેવલાલી મોકલવાની માગણી મારા પતિ પાસે કરી. તેમણે તે સ્વીકાર્યું અને મને થોડા દિવસ દેવલાલી જઈ આવવા સમજાવી. હું દેવલાલી જવાની ના કહેવા લાગી એટલે બિચારા મારા પતિ સમજ્યા કે તેમનો વિયોગ મારાથી નથી વેઠાતો, એટલે તે પણ સાથે આવવા તૈયાર થયા.

અમે દેવલાલી રહેવા લાગ્યાં. મારા પતિ જાતે એકલા જ હોવાથી અઠવાડિયામાં એકબે દિવસ જ દેવલાલી આવવા પામતા. મારાં બેન તથા બેત્રણ બેનપણી સાથે રહેવાથી મારી તબિયત કાંઇક સુધરી. એટલામાં એક અકસ્માત બન્યો.

અમે નાસિક રોડ ઉપર ફરવા નીકળ્યાં. ચાલતાં ચાલતાં વાંક લેતાં રસ્તા ઉપર હું સર્વથી પહેલી વળી. પણ મારાથી ઓચિંતી બૂમ મરાઇ ગઇ. એ સાંભળીને મારી બેન ઉતાવળી

દોડી આવી: તેણે જોયું કે મારા પિત્રાઇનો મિત્ર સામેથી આવી રહ્યો છે. તેના ચહેરા ઉપર હર્ષશોકની રેખાઓ દેખાઇ ન દેખાઇ અને એને મને કહ્યું: " વિલસુ, પાછી ઘેર ચાલ. ચાલ, મારી બહેન ! આપણો ધર્મ આપણે સંભાળવો જોઇએ." અને મારા જવાબ પહેલાં તો મારી અતૃપ્ત દૃષ્ટિને ખેંચી લેવા માટે વિનવતી એને લગભગ મને ઘસડી લીધી.

ત્યારપછી કોઇ દિવસ મારા જોવામાં એ આવ્યો નહિ. પણ મારા હૃદયમાંથી ખસ્યો પણ નહિ.

* * * *

દેવલાલીથી પાછાં આવ્યે ચાર મહિના થઇ ગયા. મારી સ્થિતિ નાજુક હતી. મારા પતિ, પુત્રની આશામાં મારું માન અધિકાધિક સાચવવા લાગ્યા. ગરીબ બિચારા !

મારી પુત્રી લગભગ મારા જેવી જ હતી. પણ એને જોઇને મને ક્ષણિક આનંદ થયો.

મારા પતિની યાચના પ્રભુએ સાંભળીને મારી પુત્રીના જન્મ પછી લગભગ દોઢ વર્ષે પુત્ર આવ્યો. સાકર વહેંચાઇ. હું નસીબવાળી ગણાઇ. સગાંઓ અભિનંદન આપતાં હતાં, ત્યારે વિધાતા ક્રૂર હાસ્ય કરતી હશે. કારણ પુત્ર બરોબર બાર દિવસનો થતાં એકાએક મારા પતિનું હૃદય બંધ પડી ગયું. અને હું વિધવા–હિંદુ સંસારની અભાગિની વિધવા–બની બેઠી. વર્ષ દિવસ સુધી સગાંઓ રડયાં, મને રડાવી અને થાકીને બેઠાં. કાળના આગળ કોનું ચાલ્યું છે ? એક વર્ષ પછી

તો જૂનો થઇ ગયેલો મારો વિધવાવેષ મારે મન સ્વાભાવિક થઇ ગયો. છોકરી પણ બાપને ભૂલવા લાગી હોય એમ દેખાવા લાગ્યું. ઘણી ઊષાનિશા મારા જીવનની વહી ગઇ, ને વહી ગયાં એ જીર્ણ સ્મરણો.

ત્રણ મહિના ઉપર હું માંદી થઇ ત્યારે એ આવ્યો મારા કાકાના છોકરા સાથે મારી ખબર પૂછવા. તેણે મને કાળાં લૂગડાંમાં જોવાની આશા રાખી હોય એ સ્વાભાવિક હતું. પણ હું તો સફેદ સાડી પહેરતી. કારણ અમારી ન્યાતમાં રિવાજ હતો.

એ આવ્યો ત્યારે હું પલંગમાં ડાબે પાસે સૂતી હતી. મારો ભાઇ પ્રથમ બોલ્યો. તેને મેં એ જ સ્થિતિમાં જવાબ આપ્યો. પણ પેલો જૂનો સ્વર હવામાં ગૂંજ્યો "વિલસુ," એકાએક વિદ્યુત ત્વરાથી મેં પાસુ બદલ્યું. મારા વિખરાઇ ગયેલા વાળ સરખા કરવા હાથ માથા તરફ વાળ્યો. જેમ પહેલાં તેના આવતાં પહેલાં હું કરતી તેમ અચાનક થઇ ગયું.

એ પછીના દિવસોમાં એ ઘણી વખત આવતો–હજી પણ આવે છે. હું એને ચાહું છું, એવી લાગણી થઇ આવે છે. લોકો એને પાપ ગણે છે. આજે સમાજ મને પાપી ગણવા કટિબદ્ધ થાય છે. મેં કોઇ દિવસ એના હાથને સ્પર્શ કર્યો નથી—સિવાય તે દિવસે ગાર્ડનમાં. કહો ત્યારે તમે શું માનો "–હું પાપી કે પવિત્ર ?

# ૧૫

# દિવાળીબાકી

ધનતેરસનો દિવસ હતો. ધના પટેલને બારણે આશ્રિતો અને વખાણનારાઓ એક પછી એક આવ્યા જ કરતા હતા.

આજે પટેલના ઘરમાં નાની પુત્રવધૂ પહેલી જ વાર આવવાની હોવાથી પટેલનાં પત્ની અમૃતબાના મુખ ઉપર આનંદ અને ગર્વ દૃષ્ટિગોચર થતાં હતાં.

અધૂરામાં પૂરું ગામમાં મામલતદારસાહેબની સવારી પણ આજે આ નાના ગામને એમનાં પુનિત પગલાંથી પાવન કરવા પધારી હતી. તેમનો મુકામ તો સરકારી ઉતારામાં જ હતો. તેમને ભથ્થું પણ સરકાર તરફથી મળતું હશે પણ ગામમાં ધનાપટેલ જેવા સદ્‌ભાગ્યશાળી મૂખી હોય ને સાહેબ પોતાના ભથ્થાથી ગામમાં રહે તો ગજબ જ થાય ને ?

પટાવાળાને બારણામાં દેખી ધનાપટેલનું પાશેર લોહી ઓછું થયું. ધનાપટેલને સલામ કરવા જેટલી નમ્રતા સાહેબના પટાવાળામાં તો ક્યાંથી હોય ! પણ હમેશ ખર્ચ ઉઠાવીને સલામો ભરવા ટેવાયેલા પટેલે પટાવાળાને માનથી બોલાવ્યો :

“ ઓહો, શનાઠાકોર, (પટાવાળો કોળી હતો.) અત્યારમાં ક્યાંથી ? શું સાહેબબહાદુર પધારવાના છે ? ”

મોટાસાહેબના ગર્વિષ્ટ પટાવાળાએ સહેજ સ્મિત કરતાં જવાબ આપ્યો: “ અરે, પૂછો છો શું ? ” સાહેબ તો આવી પણ ગયા છે, તેમને માટે પાગરણ, પાણી, દૂધ વગેરેનો બંદોબસ્ત ક્યારે કરશો? સાહેબ ગુસ્સે થઇ ગયા છે. જલ્દી કરો.”

પટેલ ફાંફળાફાંફળા બની ગયા અને બોલવા લાગ્યા : “ અરે ગોવિંદ, મકન, જીવા, ક્યાં ગયા બધા ? ઝટ આવો. જુઓ સાહેબબહાદુર પાસે હું જાઉં છું અને તેમને માટે આપણા વીરચંદ શેઠને ત્યાંથી સાકર, ચા અને સીધું મોકલવાનું છે તેની ગોઠવણ કરો. અને તમારી મા ક્યાં ગઇ ? ”

પટેલનો અકળાટ અને બૂમો સાંભળી અમૃતબા બહાર આવ્યાં અને બોલ્યાં : "શું છે ?"

પટેલે જવાબ આપ્યો : 'જોને, આપણી કાળો ભેંસનું દૂધ ત્રાંબડી ભરીને સાહેબને ત્યાં મોકલવાનું છે. તે ઝટ ભરી આપ."

પટલાણીએ અકળામણથી મોંઢુ બગાડી જવાબ આપ્યો : "એ ભેંસ તો ઊચકી ગઇ છે. ને છોકરાંને આજે સપરમે દા'ડે જોઇશે ને ? વળી નાની વહુ આવવાની છે તે તો જાણતા જ નહિ હો !"

પટેલ કંઇક જવાબ આપે તે પહેલાં સરકારી ઉતારાનો રાવણિયો આવ્યો અને પટેલને કહેવા લાગ્યો :

"બાપા, સાહેબ માટે પાંચ શેર દૂધ, એક ચાનો ડબ્બો, અને ત્રણ શેર સાકર જોઇએ છે."

તે સાંભળી પટેલનો મોટો છોકરો ગોવિંદ આગળ આવી બોલ્યો : "સાહેબ સાથે કેટલાંક માણસ આવ્યાં છે ?"

રાવણિયાએ કંઇક ગુંચવાતાં ગુંચવાતાં જવાબ આપ્યો : "માણસ તો કોઇ નથી. સાહેબ, પટાવાળો અને ઘોડાવાળો, એટલા જ છે."

ગોવિંદે આશ્ચર્ય પામીને કહ્યું : "એકલા સાહેબ માટે પાંચ શેર દૂધ, ત્રણ શેર સાકર અને આખો ડબો ચા ?"

"એ હું કંઇ ન જાણું" કહીને રાવણિયો પાછો ચાલ્યો.

પટેલે ગોવિંદને ધમકાવ્યો : “ અમલદારની વાતમાં ન બોલીએ ભાઇ ! ”

એ સાંભળી અમૃતમા ઊકળી ઊઠ્યાં: મૂવા તમારા અમલદારો, ઘરમાં છોકરાંને છાંટો ઘી પણ નથી અપાતું અને એ મૂવાઓને રોજ ચાર શેર અને પાંચ શેર ઘી અને દૂધ ક્યાંથી આપું ? ”

બોલ્યા વિના મૂગા મૂગા ધનાપટેલ માથે ફાળિયું મૂકી સાહેબબહાદુરને મળવા ચાલ્યા. ઉતારામાં પેસતાં જ પટેલે માથેથી પાઘડી ઉતારી. અનાથના નાથ મામલતદારસાહેબના ચરણમાં પ્રણામ કર્યા.

સાહેબ હસ્યા અને “ કેમ છો પટેલ! પાકપાણી કેવાં છે ? ” કહીને વાત શરૂ કરી. “ કહે છે કે તમારા આંબાવાળા ખેતરમાં ઘઉં બહુ સારા થયા છે. ”

હમેશના ટેવાઇ ગએલા પટેલે હાથ જોડી સુરમાં સુર ભેળવ્યો : “ હા, સાહેબ આપની દયાથી ઠીક છે. ”

થોડી વાર રહીને સાહેબ બોલ્યા : “ તમારું ગયા વર્ષનું મહેસૂલ હજુ પૂરેપૂરું ભરાયેલું નથી તેથી મારે ઘણું સાંભળવું પડે છે. ઉપલી ઑફિસમાંથી વારંવાર રિપોર્ટ થાય છે. પણ મારો અને તમારો જૂનો સંબંધ એટલે આગળ પગલું ભરતાં ખંચાઉં છું. બાકી બીજો હોય તો ભારે પડે. ”

“હા, મહેરબાન, આપની દયા છે. ” પટેલ મંદ સ્વરે બોલ્યા, “ગયે વર્ષે દીકરીનાં લગ્ન કર્યાં એટલે દબાઇ ગયો છું.”

"એ ગમે તેમ હોય, પણ આ વખત તો ચાલે તેમ નથી જ. મારાથી યે ક્યાં સુધી ચલાવાય. મને ય પૂછનાર છે ને ઉપર ઑફિસમાંથી ?" સાહેબબહાદૂરે બન્યું તેટલા દંભથી એ વાક્ય ઉચ્ચાર્યું.

એટલામાં તલાટી ચોપડા લઈને હાજર થયો.

"ધનાપટેલને ખાતે શું નીકળે છે, મોહનલાલ ?" એવા સાહેબના સવાલમાં મોહનલાલ તલાટીએ ન્યાયપૂર્ણ સચ્ચાઇથી (?) લખાયેલી ખાતા ચોપડી કાઢી અને પટેલને ખાતે ત્રીજા વર્ષના રૂા. ૧૦૦ અને આ વર્ષનું ભરત રૂા. ૨૦૦ મળીને રૂા. ૩૦૦ બતાવ્યા.

પટેલ ઠંડા જ થઇ ગયા !

'આખીએ જમીનની આવક રૂા. ૩૦૦ તેમાંથી આ લોકોને રૂા. ૩૦૦ જોઇએ છીએ તેનું શું થાય ?' મન સાથે એવો બડબડાટ કર્યા પછી એમણે ધીરેથી હિંમત જમાવીને તલાટીને પૂછ્યું : "સાહેબ, અમારું સરકારભરત તો રૂા. ૧૫૦ હતું તેનું રૂા. ૨૦૦ ક્યાંથી થયું ?"

તલાટીએ સાહેબ સામે જોઇ જવાબ આપ્યો : "ગયે વર્ષે સાહેબબહાદૂરના પુત્ર વિલાયત ભણવા ગયા, તેમને ચાંલ્લામાં આપણા ગામ તરફથી રૂા. ૫૦૦ આપ્યા હતા. તેમાં તમારા નામ અને વતન પ્રમાણે તમારો ફાળો અમે આપી દીધેલો. તે દિવસે તમે હાજર ન હતા અને પછી તો હું તમને કહેવાનું જ ભૂલી ગયો હતો. માફ કરજો પટેલ, મારી ભૂલ માટે."

પટેલ શું જવાબ આપે! શું વાંધો લે!

સરકારભરત માટે જેમ બને તેમ તાકીદ આપીને સાહેબ ચા પીવા ઊઠયા. પટેલની ચા, પટેલની સાકર, પટેલનું દૂધ; પણ ચા પીતી વખતે પટેલને બહાર બેસાડી તલાટી સાથે સાહેબ ચા પીવા ગયા! પટેલ બિચારા ત્રણસો રૂપિયા લાવવા ક્યાંથી, તેના જ વિચારમાં ગોથાં ખાતા બેસી રહ્યા.

એટલામાં વાણિયાને ત્યાંથી પટેલને ખાતે સીધું આવ્યું. ખાસ્સું પાંચશેર ઘી, ખાંડ, દાળ, ચોખા, લોટ, તેલ, મસાલો સર્વ મળીને રૂા. ૧૦નો સામાન! અને જમનારમાં સાહેબ એકલા!

થોડી વાર પછી સાહેબને સલામ કરી પટેલ ઊઠતા હતા એટલે તલાટી કહેઃ "બેસો, બેસો, પટેલ! જવાય છે. સાહેબનાં પગલાં આવે સપરમે દિવસે આપણે ત્યાં ક્યાંથી? જરા વાતચિત તો કરીએ."

ભોળા પટેલ ખુશી થઇ ગયા અને બેઠા. આડાતેડી વાતોમાંથી પટેલના સદ્‌ભાગ્યનાં વખાણ કરતાં તલાટી બોલ્યા: "આ વર્ષમાં પટેલ ઉપર ભગવાને કૃપા કરી છે. ઘઉં તો કાંઇ ઘઉં! આખા ગામમાં પટેલના ખેતર જેવો પાક નથી. સાહેબ, આપને ત્યાં ઘઉં ક્યાંથી મંગાવો છો? આપને જોઇએ પણ કેટલા? બાર મહિને બહુ બહુ તો બાર મણ જોઇતા હશે."

સાહેબ ગંભીરતાથી બોલ્યા: "ના, ના, એટલા તો શું જોઇએ? મને લાગે છે કે દશ મણ જોઇતા હશે."

એટલે છેટે ઊભેલા પટાવાળાએ કહ્યું: “ હા જી, બે ગુણુ લાવીએ છીએ.”

તલાટી ખડખડાટ હસી પડયો: “ઓહો! એટલા ઘઉં માટે વેચાતા લાવો છો? એટલા તો પટેલ પણ મોકલાવે. નસીબદાર માણસ છે. ક્યાં મારા જેવા નોકર માણસ છે કે પીડા. કેમ પટેલ, સાચું કહું છું ને?”

આ શેતાનિયતમાં સપડાયેલા ગરીબ બિચારા પટેલ, બીજું શું બોલે? તેમણે પણ જીવ ઉપર જોરાવરી કરીને જવાબ આપ્યો: “હા! સાહેબને સોઢે અમારો દાણો ક્યાંથી?”

સાહેબ કહે: “ જવાદોને, પટેલ! બજારભાવ જેટલું મારી પાસેથી તમને નહિ મળે. તેના કરતાં બજારમાં જ વેચજોને.”

સંકોચાતાં પટેલે કહ્યું: “ સાહેબ, આપને માટે તે કાંઇ વેચવાના હોય? તૈયાર થાય ત્યારે મંગાવી લેજો.”

બહારથી મોટાઇનો આવિર્ભાવ બતાવતાં સાહેબે કહ્યું: મારાથી એમ મંગાવાય નહિ. જો ઉપલી ઑફિસ જાણે તો પંચાતી થાય. એટલે જવા દો એ પીડા!”

છતાં તલાટી પારકે ઘેર ભારે ઉદાર થયો અને બોલ્યો, “ પણ સાહેબ! પટેલને ત્યાં શી ખોટ છે! પ્રભુએ દીધેલું ગાડુંબળદ બધું છે. એટલે આપને બંગલે પહોંચાડવા એમને ભારે નહિ પડે!”

નક્કી થયું એટલે તલાટીએ સાહેબબહાદૂરની રજા માગી અને ઊઠયા. લૂંટાઇ લેવાયલા પટેલ પણ ઊઠયા. સાહેબબહાદૂરને પ્રણામ કરી ઘર ભણી વળ્યા.

ત્યાં રસ્તામાં જ વીરચંદ શેઠ મળ્યા અને પ્રણામ સાથે બોલ્યા : "જય જય, પટેલ બાપા." પટેલે સામા પ્રણામ કર્યા. "જય જય શેઠ, શો હુકમ ?" આમ એકબીજા મળ્યા. શેઠની ચકોર આંખથી સમજાયું કે પટેલ ઉપર કંઇક ભારે દબાણ થયું લાગે છે. એટલે વાતનું સ્વરૂપ સામાન્ય બતાવી બોલ્યાઃ "આજે ધનતેરસ છે, પણ છે કયાંય ગામમાં આનંદ? જ્યાં જઇએ ત્યાં નન્નો વાસે છે. હવે અમારે તો પરમદિવસે દિવાળીબાકી કાઢવાની એટલે ઉઘરાણી ન કરીએ તે પણ કેમ ચાલે? આથી મોટા ધર્મસંકટમાં છું. આપનું ખાતું પણ હવે બહુ આગળ વધી ગયું છે. પણ તે તો જાણે રૂપીઆ મારા પટારામાં પડયા હોય એમ માનું છું. તોપણ થોડેથોડે ઓછું કરો તો સારું ખરું. પછી તો જેવી તમારી મરજી."

પટેલે કંટાળો ખાતાં કહ્યું: "જોઇશું, કાલે ગોવિન્દને તમારી દુકાને મોકલીશ."

"હા જી, હા જી." કહી શેઠ આગળ ચાલ્યા.

પટેલ ઘેર આવ્યા.

ઘરમાં નાની પુત્રવધૂ આવી ગઇ હતી. સાકર વહેંચાતી હતી. ધીકંસારનું જમણ જમવા સગાં આવ્યાં હતાં.

પટેલ ભાગ્યશાળી ગણાતા હતા એટલે સર્વ જણ તેમને બારણે આવવામાં માન સમજતું હતું. પણ પટેલનું ભાગ્ય તો સરકારી ઉતારામાં અને વીરચંદની દુકાને ઘડાતું હતું

ધનાપટેલના પિતા બહુ મહેનતુ ખેડુત હોવાથી સારી જમીન મેળવી હતી. જમીન પણ પટેલની મહેનતના બદલામાં બહુ સારું ફળ આપતી. ધનાપટેલ તેમના એકના એક પુત્ર હોવાથી લાડકોડમાં મોટા થયેલા હતા. તેમનાં પત્ની અમૃતબા સારા કુટુમ્બનાં પુત્રી હોવાથી પટેલનો સંસાર સુખી હતો. પટેલને ઘેર ત્રણ પુત્ર અને એક પુત્રી હતાં. બે પુત્રના જન્મ પછી તેમના પિતા રણછોડપટેલ " વૈકુંઠવાસી " થયા હતા. અને તેમના મરણપ્રસંગે ધના પટેલના સલાહકારોએ ત્રાંબડીએ ઘી પીરસાવ્યાં હતાં. તેમજ ઉપરથી ગાગરનાં લહાણાં કરાવી તેમના પિતાની તિજોરી હલકી કરવામાં ભારે મદદ કરી હતી ! ધનાપટેલને સંસારનાં બંને પાસાં વહેલાં જોવાનાં મળી આવે એવી એ ગોઠવણ હતી. તેમણે પુત્રોને થોડી કેળવણી આપી હતી. પણ સર્વથી મોટાને જરા વધારે કેળવણી મળી શકી હતી. પાછળથી દિવસેદિવસે ઘસાતા ગયા એટલે છોકરાને શહેરમાં ભણાવવાની શક્તિ નાશ પામી હતી. પુત્રીના લગ્નમાં ગઇ સાલ જ એક સારું આંબાવાડિયું વીરચંદ શેઠને સાનમાં લખી આપ્યું હતું, અને તેની ઉપર વીરચંદ શેઠ ખાસ્સું.......દોઢ ટકો વ્યાજ લેતા હતા. ઉપરાંતમાં કેરીઓ વેચી દેતા તેમાંથી પણ સારી રકમ પેદા કરતા અને હિસાબમાં સોબસો આડા-

અવળા ફૂટી કાઢતા તે જુદા ! ગરીબ બિચારા વીરચંદશેઠ. તે ન હોત તો ધનાપટેલને અણીને વખતે કામ કોણ લાગત ? તે ઉપરાંત પટેલની સઘળી લેવડદેવડ શેઠ સાથે જ હોવાથી આપ્યા નેવું, લેવાના સો, દોઢ દોકડો વ્યાજ, આમ હિસાબ નિર્મળ અને ચોખ્ખો રહેતો !

સરકારી ઉતારાનાં ખર્ચ પટેલના ખાતે જ હોય તેમાં નવાઇ નહિ. એટલે આ દયાળુ (?) શેઠ ખાસ્સા બાર મહિને બસોથી વધારે રૂપીઆ પટેલને ખાતે ઉધારતા.

આબરુદાર પટેલ ચોપડા જોવા દુકાને જાય તો ગામના લોક શું કહે ? એ બીકથી પટેલ દુકાને હિસાબ કાઢવા જાય નહિ, અને જાય તોપણ વાંચે શી રીતે ? વિષ્ણુને નહિ પણ તેની પત્નીને ઓળખનાર વાણિયો બધું સચ્ચાઇથી જ (!) લખે. આમ પટેલ નસીબદારીમાં આગળ વધતા જ જતા હતા.

પુત્રવધૂએ આવી બાપાને પ્રણામ કર્યા. પણ બાપા પાસે નગદ શું રહ્યું હોય કે પુત્રવધૂને આપે ? મોટા દીકરાની વહુ આવી તે દિવસે તો બાપાએ સોનાનાં કડાં આપ્યાં હતાં. પણ આજે શું ? દુઃખી દીલથી બાપાએ આશિર્વાદ આપ્યા. “ પ્રભુ તમારું કલ્યાણ કરો. ” સાકર લેવા આવેલમાં વીરચંદ શેઠનાં ધર્મપત્ની પણ હતાં. તેમણે વહુએ પહેરેલા દાગીના જોયા અને મોડાવહેલા એ પોતાના જ છે જાણી આનંદ પામ્યાં.

પટેલના મોટા ડેલામાં માણસની ભરતી પછી ઓટ

થયો અને પટેલને જમવા બોલાવવામાં આવ્યા. તેમણે મુંઝાતા દીલે બે કોળિયા ખાધા અને ઊઠી હુક્કો લઈ બહાર હીંચકા ઉપર બેઠા. એટલામાં વીરચંદ શેઠ બગલમાં ચોપડી સંતાડી, જાણે પટેલની આબરુ એ ચોપડીમાં જ હોય તેમ, તેનું રક્ષણ કરતા પટેલ પાસે આવ્યા. તે જમદુતને જોઈને તેમના પેટમાં ગએલું બે કોળિયા અન્ન પણ ભસ્મ થઈ ગયું.

શેઠે વિવેકથી બાપાને જયજય કરી તેમની સામે જ જગ્યા લીધી. અને તે કંઈ બોલે તે પહેલાં પટેલ જ બોલ્યા: “ કેમ વીરચંદશા, આજે આ સાથે ચોપડી શેની લાવ્યા છો ? સપરમે દા'ડે પણ તમારાથી બેસી નથી રહેવાતું.

વીરચંદ જવાબ આપવામાં હોશિયાર ન હોય એમ બને ખરું ? તેમણે કહ્યું: “ બાપા, હેં હેં, આ તો લોકોએ કાળી ચૌદશનો ક્ષય બતાવ્યો એટલે મેં કહ્યું: “ હવે શું કરવું ! નછૂટકે આ સપરમે દિવસે બાપાને બારણે જવું પડશે. હેં હેં,તમારા મનમાં કંઈ લાવતા નહિ, તમારો કંઈ અણવિશ્વાસ છે ? તમારા ઘરમાં છે તે મારા પટારામાં જ છે. ક્યાં જવાના છે પૈસા. પણ આ તો રિવાજ થયો, દિવાળીબાકી ખેંચવાનો એટલે આવવું પડયું. હેં, હેં, હું તમારા ગોવિંદ જેવો છું. તમે મારા વડીલ પ્રમાણે છો, એટલે જ ધનતેરસ સુધી બાકી ખેંચવાની કાળજી નહિ લીધેલી. બાકી બીજા પાસે તો દશેરા પહેલાં ચોખવટ કરી લેવાની રીત રાખી છે. નહિ તો અમારું

કેમ નભે ? અમે કાંઇ આપના જેવા વતનદાર છીએ ? વાણિયાનો છોકરો નામા ઉપર જીવે, એ તમે ક્યાં નથી જાણતા, બાપા ! ”

આટલી મોટી પ્રસ્તાવના કરીને વીરચંદે ચોપડીની દોરી છોડવાનુ શરૂ કર્યું. પાનાં ઉથલાવીને ધનાપટેલનું ખાતુ કાઢ્યું અને ગંભીરતાથી ઠાવકું મોં કરી બોલ્યા: “ લ્યો બાપા, આ વર્ષમાં તો બહેનનાં લગ્ન કર્યાં તોપણ કાંઇ ઘણો આંકડો થયો નથી. ”

ધનાપટેલના અત્યાર સુધી મોઢામાં હુકકાની નેહ લઇને આ વાણિયાનો વાણીપ્રવાહ સાંભળી રહ્યા હતા. પણ જ્યારે ચોપડી ઊઘડી ત્યારે હુકકો બાજુએ મૂકી, ચિત્ત એકાગ્ર કરવા મથતા, વાણિયા સામે જોઇ રહ્યા.

વીરચંદે રકમો વાંચવા માંડીઃ “ કારતક સુદ પડવે રૂ. ૨૦૦૧ હતા તેમાં રૂા. ૨૨૫ વ્યાજના વધ્યા એટલે થયા ત્રેવીસોમાં પંદર ઓછા. ”

વચમાં જ પટેલ બોલ્યા, “ શું ત્રણસો વ્યાજ ગણો છો? છોકરાંને મારી નાખવાં છે કે શું ? ”

વીરચંદે શાન્તિથી જવાબ આપ્યો, ‘ ના, રે, ના, ત્રેવીસો શું થાય? પંદર ઓછા છે ને, અને લ્યોને તમારે એમ હોય તો આ દશ છૂટના મૂક્યા. ઘી ઢળ્યું તો ખીચડીમાં. મારાથી તમારો બોલ કંઇ ઉથાપાય ? તમે મારે વડીલ જેવા છો.

"હાં ! આગળ શું છે. જરા વાંચોને ?" અધીરા થઇ પટેલ બોલ્યા.

વાણિયાએ આગળ ચલાવ્યું, "આગળ ? આગળ કાંઇ વધારે નથી. આ માગશર મહિનામાં બહેનનાં લગ્ન વખતે રૂા. ૧૦૦ ના ઘઉં, રૂા. ૮૦ના ચોખા, રૂા. ૭૫ની દાળ. રૂા. ૧૦૦ની ખાંડ અને બીજું પરચુરણ બદામ અને એવું તેવું છે. કહો તો વાંચી જાઉં ?"

બાપા ઉદારભાવે બોલી ઊઠયા: "એમાં તે મોટું શું હશે અને તમો તે કંઇ જૂઠી રકમ લખવાના હતા ?"

વીરચંદ વદ્યા : "હેં, હેં, બાપા, તમે આટલે વિશ્વાસે રહો એટલે અમારાથી આઘુંપાછું કેમ થાય ? ત્યારે જુઓ, આ સો ને સો બસો અને તેમાં નાખ્યા એંશી અને પંચોતેર એટલે થયા ચારસોમાં પાંચ ઓછા અને પરચુરણમાં પચાસ એટલે બધા મળીને થયા સાડી ચારસો. એ સીધા ખાતે, હવે રોકડા રૂપીઆ હજાર અંકે આપ્યા માગસર સુદ પાંચમે વ્યાજ દોઢ ટકા લેખે. તેમાં વળતર જાય એક સો, અને વ્યાજ આખા વર્ષનું થયું રૂા. ૨૨૫. આખા વર્ષનો ઉપાડ સરકારી ઉતારા ખાતે રૂા. ૩૦૦ અને ઘર ખાતે રૂા. ૧૪૫ મળી ચારસો ને પચાસ. તેનું વ્યાજ રૂા. ૩૫. એટલે પાંચસોમાં સાત ઓછા. ચાલુ વર્ષ ખાતે બધા મળીને રૂપીઆ સાડાત્રણ હજાર ને પચીસ આપને ખાતે ઉધાર છે. તેમાં જમા ખાતે કપાસ રૂપીઆ ચારસોનો, જુવાર કળશી પાંચના રૂપીઆ સવાસો, એટલે પર૫ થાય. તેમાં વેચવાનું મહેનતાણું રૂપીઆ પાંત્રીસ,

ઘાલખાધ રૂપીઆ પંદર, એટલે બાકી રહ્યા સાડી ચારસો ને પંદર રૂપીઆ છ આના ત્રણ પાઇ. એટલે સાડા ત્રણ હજારમાંથી વળ્યા સાડી ચારસો અને બાકી રહ્યા ત્રણ હજાર ને પચાસ રૂપીઆમાં છ આના, ત્રણ પાઇ ઓછી !"

આવડી મોટી રકમ સાંભળીને ગભરાયલા પટેલ બોલ્યા: "પણ વીરચંદ શેઠ, રૂ. ૧૦૦૦માં તો પાડાની ખાંધ જેવું આંબાવાડિયું લખી આપ્યું છે. તો આવડું મોટું વ્યાજ શેનું ચડાવો છો ?"

શાંતિથી શેઠે કહ્યું: "બાપા, ના કોણ કહે છે? પણ આંબાવાડિયું મારે શું કરવું છે ? હું વાણિયાનો છોકરો, મને થોડી જ આંબાવાડિયાની ગમ પડવાની છે? અને તેમાંથી આવે છે શું ? કેરીઓનાં તો ગોટલાં છોકરાં ક્યાંય નાખી દે ! તેમાંથી કંઇ પૈસા ઓછા આવે છે ? હેં, હેં, ખોટું કહું છું બાપા. હેં, હે ! લ્યો ત્યારે, બાપા, ખાતું પાડી આપો છોને બીજા વર્ષનું ?" શેઠે નમ્રતાથી ખડિયામાં કલમ બોળી પૂછ્યું.

બાપા શો જવાબ આપે ? તેમણે કહ્યું : "શેઠ, મોસમ આવતાં સુધી એમને એમ રહેવા દો.' આ વખતે ચૂકતે કરવું છે."

ખેડુતોના ભાગ્યનો ભેરુ (?) વાણિયો હસ્યો: "બાપા, પ્રભુ સૌ સારાં વાનાં કરશે. મરદને લેવાદેવા હોય છે. ભાગ્યશાળી છો. તમારે શું દુઃખ છે ? પણ આ રીતે દિવાળીબાકી કાઢવાની એટલે આવવું પડયું છે. લ્યો ત્યારે લખું છું.

રૂપીઆ ત્રણ હજાર ને પચાસ અને છ મહિનાનું વ્યાજ રૂપીઆ ત્રણસો !"

બસ, આમ ખાતું લખાઇ ગયું.

નવી સાનમાં ગામમાં આવેલું એક ઘર વીરચંદની પાડોશમાં હતું તે લખાયું.

સહી કરાવી વાણિયો બગલમાં ચોપડી લઇ ઊઠયો. ઊઠતાં ઊઠતાં બોલ્યો: "ભીડ ન વેઠતા, ધનાબાપા, દુકાન તમારી જ છે. લ્યો જાઉં છું. જય જય."

હેવાના વિચારમાં ડૂબેલા પટેલ પાછા હુક્કા તરફ હાથ લંબાવે છે ત્યાં તો ગામના મહેતાજી આવ્યા, "બાપા, આ વર્ષે બેસતા વર્ષનાં પતાસાં આપના તરફથી વહેંચાય તો સારું. ગયે વર્ષે તો ગામલોકોએ મળીને પેંડા વહેંચ્યા હતા. પણ આ વર્ષ મોળું એટલે કોઇને કહેવાય છે? આ તો આપ ભાગ્યશાળી છો એટલે આવીએ."

કેટલીયે વાતોચિતો કરી મહેતાજી પતાસાંનું નક્કી કરી ઊઠયા ત્યાં ગામનો રાવણિયો મકન બે હાથ જોડી બાપાના પગમાં ચરણસ્પર્શ કરીને ઊભો જ હતો. તેણે કહ્યું: "બાપા, ગામના મુખી આપ હો અને આજે સપરમે દિવસે મારા ઘરમાં પાશેર ઘી કે પાંચશેર ઘઉં નહિ, એ તો સૂરજ આથમણો ઊગવા જેવું જ ને?"

એને પતાવતાં આવ્યા તલાટીસાહેબ. "આવો, આવો, મોહનલાલ" કહી પટેલે આવકાર આપ્યો. મોહનલાલે બે

હાથ જોડી વર્ષ માટે અનામત રાખેલા નમસ્કાર કર્યા અને પાટે બેઠા. તલાટી વાતે વળગ્યો: 'ધનાપટેલ, સાહેબ તો આજે આપનાં બહુ જ વખાણ કરતા હતા." પહેલા વાકયથી જ ભોળા પટેલ આહ્લાદ પામ્યા. અને વિકસિત આંખોથી તેની વાત સાંભળવા લાગ્યા. તલાટી કયાં કાચો હતો? તે જાણે જાણતો જ ન હોય તેમ આગળ વધાર્યે જ ગયો. "સાહેબ કહેતા હતા કે આટલાં ગામ આ તાલુકામાં છે. કેટલાયે પટેલો જોયા પણ ધનાપટેલની બરોબરી કરે એવો એક પટેલ જોયો નથી."

પટેલે આશ્ચર્યથી પૂછ્યું, "હેં, શું કહો છો તલાટી, સાહેબ પોતે એવું બોલ્યા?"

હાથીને તેડવા ગએલા શિયાળની પેઠે તલાટીએ મીઠાશથી જવાબ આપ્યો: "અરે! હા રે! હા! ત્યારે શું અમસ્તો વાત કરું છું? આપના જેવો પટેલ આખા તાલુકામાં એક પણ નથી. એની આજે સાહેબને ખાત્રી થઇ ગઈ. અને તમારું મહેસૂલ, તેમનાથી બને તેટલું લંબાવવાનું કહેતા હતા."

પટેલ તો ખુશી ખુશી થઇ ગયા અને ઘરમાં હુકમ મોકલ્યો કે તલાટી સાહેબ માટે ચા અને મિઠાઇ લાવે.

તલાટીએ વાતોમાં રસ જમાવ્યો. જુઓ બાપા, દશ મણ ઘઉં એવા મોટા અમલદારને હિસાબમાંય નહિ, તોપણ આટલો ઉપકાર માને છે. એટલા બધા કદર કરનારા છે સાહેબ."

સારી પેઠે વાતોથી ધરાઈને પટેલ તલાટીની મહેનતની કદર કરવાની જગ્યાએ આવે ત્યાં સુધી તલાટી હાંકે ગયો. એટલામાં ચા નાસ્તો આવ્યો. એને ઇન્સાફ આપી તલાટી ઊઠવાની વેતરણ કરતાં બોલ્યો: "બાપા, મોટાસાહેબ જેવાયે તમારે બારણે પોસાય છે. તો હું તો એક નાનો નોકર છૂં, શરતમાં રાખજો."

પટેલ બોલ્યા: "તમારે શું ઘઉં જોઇએ છીએ?"

તલાટીએ હસીને જવાબ આપ્યો: "હેં, હેં, બાપા, છોકરાને જનોઇ દેવી છે. તે એક પાંચ મણ ઘઉં અને બે મણ ઘી ભેગું કરવામાં ભારે પડશે. બાકી તો સગવડ કરી છે. આપ જેવા દાતા પટેલ જે ગામમાં હોય ત્યાં તલાટીનો છોકરો જનોઇ વિનાનો ઓછો જ રહેવાનો છે. એ તો મને આપનો ગળા સુધીનો ભરોંસો છે." પટેલના મોં સામે દષ્ટિ રાખીને તલાટીએ છેલ્લાં વાકયો પૂરાં કર્યાં.

ઉદાર સ્વભાવનો પાટીદાર આગળપાછળનો વિચાર કર્યા વિના વચન આપી બેઠો: "તે તમને મળી રહેશે. આપનાર ઇશ્વર છે."

"કલ્યાણ થાઓ, બાપા, આપનું; કરતો બ્રાહ્મણ તલાટી કાર્ય સાધી ઊઠયો.

ગામમાં વસતી એકેએક જાતે બન્યું તેટલું પટેલનું બારણું સાચવ્યું, અને તેમના નામને મોટું કરવા, તેમના દેવામાં વૃદ્ધિ કરવામાં મદદ કરી. સાંજના પાંચ વાગે ગોવિંદ

ઘરમાં આવ્યો ત્યારે બાપા સરકારી ઉતારે સાહેબની સવારી ઊપડી જવાની હોવાથી વિદાય આપવા ગયા હતા. ગોવિંદ ઘરમાં ન બેસતાં સીધો સરકારી ઉતારા ઉપર ગયો, બાપાને મળ્યો અને કહ્યું: "ચાલો, બાપા, ઘેર, નાનીબેનને ત્યાંથી પત્ર આવ્યો છે."

ધનાપટેલ બોલ્યા: "સાહેબ જાય એટલે જઇએ છીએ."

આ સાંભળી ગોવિંદની આંખોએ લાલપીળાં થવા લાગ્યાં. "નાનીબેનની ખબર જાણવા કરતાં અમલદારની વળામણી બાપાને વધારે? બસ, આમાંથી છૂટવું જ જોઇએ." ધુંધવાતો ગોવિંદ પાછો વળ્યો.

તેની પાછળ જોઇ સાહેબ બોલ્યા: "પટેલ, એ તમારો દીકરો કે?"

પટેલે જવાબ આપ્યો: "હા, મહેરબાન, આપના પુણ્યથી ત્રણ દીકરા છે, સૌ પ્રભુનું છે."

પણ સાહેબને તો લાગ્યું કે આ ધનાપટેલનો ચિરંજીવી ભવિષ્યમાં આપણને ભારે પડવાનો.

ઘેર આવતાં પટેલને ખબર આપવામાં આવી કે નાની બેનનાં સાસરિયાં રૂા. ૧૦૧ લીધા વિના તેને આપણે ઘેર મોકલશે નહિ. હવે શું કરવું? છોકરી તેર વર્ષની અને બે મહિનાથી સાસરે ગયેલી તેને ન બોલાવે તો બાળક રડી મરે અને તેડવા જાય તો રોકડા સો કાઢવા કયાંથી? મુઝાયેલા પટેલે ગોવિંદને વીરચંદ શેઠને ત્યાં જવા કહ્યું.

પિતાના હુકમ પ્રમાણે વીરચંદને ત્યાં ગયેલો ગોવિંદ એક કલાકે પાછો ફર્યો અને બાપના મોઢા આગળ બધો ક્રોધ ખાલી કરતો કહેવા લાગ્યો : "બાપા ! આ શું કરવા બેઠા છો ? આ વાણિયો તો જીવતી ચામડી ઉતારવા બેઠો છે. સો રૂપિયાનું બાર રૂપિયા વ્યાજ અને તે પણ પહેલેથી કાપીને આપે ! વાહ ! આપણે તો જાણે જીવવું જ નહિ હોય ?" આમ ક્રોધ કરતો, મુઝાતો અકળાતો ગોવિંદ અંદરના ઓરડામાં ગયો. અને તેને જતો જોઇ તેની સમજદાર પત્ની તેની પાછળ ગઇ. બે ઘડી સુધી આંખ મીંચી રહ્યા પછી ગોવિંદ બેઠો થયો. પાસે ઊભેલી પત્નીએ દિલાસો આપવા માંડયો : "શું આ સપરમે દિવસે આમ કરો છો ? દેવું તો ભલભલા જમીનદારોને છે. મારા બાપને આ વર્ષમાં બે ખેતર વેચવાં પડશે. કહે છે સરકારમહેસૂલ ભરવામાં અમારું રહેવાનું ઘર પણ તણાઇ જાય તેમ છે. મારા બે ભાઇ બિચારા પૂરાં કપડાંયે નથી પામતા તો ભણે તો કયાંથી જ ? એ તો હું નસીબદાર કે તમે મળ્યા તે બે અક્ષર જાણતી થઇ છું," કહી આશ્વાસન આપતી પત્ની પિતાની આપત્તિના વિચારથી રડી પડી.

સ્ત્રીને રડતી જોઇ ગોવિંદ સ્વસ્થ થયો અને બોલ્યો: "અરે ! તું શું કરવા રડે છે ? આ બધાનો નિકાલ હું બે ચાર દિવસમાં જ કરી ન નાખું તો મારું નામ ગોવિંદ નહિ. અત્યારે આ વાણિયાનું દેવું કરવું તેના કરતાં બાપાએ તને કડાં આપ્યાં હતાં તે લાવ. બેનને સાસરે તે લઇને જાઉં અને તે બાળકને છોડાવી લાવું. પછી એમની પણ વાત છે."

સમજદાર પત્નીએ કડાં આપ્યાં. તે લઇને ગોવિંદ સવારના પહોરમાં બેનને સાસરે ગયો.

કડાં સાથે આવેલા ગોવિંદને જોઇને વેવાઇને માણસાઇ આવી. જે પટેલને તે સારો પૈસાદાર જાણતો હતો તેની તો આવી હાલત છે. સ્પષ્ટવક્તા ગોવિંદે પોતાની સ્થિતિ છુપાવી નહિ. પરિણામે બેનને તેડી ગોવિંદ ઘેર આવ્યો. તે દિવસે આખો દિવસ ગોવિંદ ઘરમાં દેખાયો નહિ. બીજે દિવસે પિતાની પાસે મહામહેનતે એક દસ્તાવેજ ઉપર સહી કરાવી. ગોવિંદે વિજય મેળવ્યો.

આખાયે ગામમાં વાત ફેલાઇ કે લાભપાંચમને દિવસે ઉદ્ધત ગોવિંદે પોતાની મિલ્કત વીરચંદને વેચી તેનું દેવું પતાવ્યું છે. એટલું જ નહિ પણ તે આફ્રિકા જવા માટે મુંબઇ ગયો છે.

એક વાત જાણવાની ન રહી જાય કે બડાસાહેબના ઘઉં અને તલાટીના દીકરાની જનોઇ માટે સીધું હવામાં જ લટકી ગયું. કારણકે ઘઉંવાળું જ ખેતર વીરચંદને વેચાયું હતું.

એક દિવસે સવારમાં ઊઠતાં જ ગોવિંદ વિનાનું ઘર જોતાં ધનાપટેલ રડી પડયા : “ અરે રે, દીકરાએ શું કર્યું ? આ તે કંઇ દિવાળી હતી ? ”

ઘરમાં કામકાજ કરતાં અમૃતબા દિલગીર થયેલા પટેલ પાસે આવી બોલ્યાં : “ શું કરવા રડો છો ? કાલે પાછો

આવશે. રાતદિવસ વાણિયા, તલાટી અને અમલદારોથી પીલાઇ મરવા કરતાં પરદેશ શું ખોટું છે ? ”

ગોવિંદ જેવા ડાહ્યા ખેડુત જ દિવાળીબાકી કાઢે.

કુળવાન કુટુમ્બના ભાગ્યશાળી ગણાતા પણ સરવાળે કમનસીબ અને અભણ ખેડુતો ઉપર તાગડધીન્ના કરતા શાહુ-કારના નામે ઓળખાતા ધોળા દિવસના લુટારુઓ અને રક્ષણને નામે ભક્ષણ કરનારા અધિકારીઓને માટે ગોવિંદ જેવા જાગૃત પાટીદારનો જ યુગ આવવો જોઇએ.



# ૧૬

# હોળી

"છોટા ! પૂંજી ! ઊઠો બાપુ. ખેતરમાં જવાનું મોડું થઇ જશે." એમ બોલતો જગો બાળકોને ઢંઢોળવા લાગ્યો. છોટાએ જાગતાં જ બાપા પાસે આજની હોળી ઊજવવાની માગણી કરતાં કહ્યું: "બાપા; તમારાથી આજ ન બને તો કાલે જરૂર અમને ખજૂર અપાવજો."

બાળકના બોલવાથી, સુખદુઃખ અનુભવતા જગાભાઇએ છોટાને વિશ્વાસ આપ્યો કે તુવેરો ગુજરીમાં વેચાશે કે તરત મારા દીકરાને ખજૂર અપાવીશ. હાં ભાઇ ! ઊઠ, ઝટ ખેતરમાં જઇએ.

પૂંજી અને છોટો, આવતી કાલે ખજૂર ખાવાનું મળશે એની હોંસમાં ને હોંસમાં, પોતાના બાપ સાથે ખેતરમાં ગયાં. એમ તો જગાભાઇની વહુ કાશી ખેતરમાં ઘણી કામ લાગતી હતી, પણ આજ બે મહિનાથી તેને સખ્ત તાવ આવતો હતો અને તેથી હવે તો ઘરમાં તેનાથી રાંધવ.-દળવાનું પણ બનતું નહોતું.

જગો ખેતરમાં પહોંચ્યો કે તરત જ કામે વળગી ગયો, કારણકે જો આજ બધી જ તુવેરો ઝૂડી નંખાય તો જ કાલે શહેરમાં ગુજરી ભરાય તેમાં વેચાઇ જાય અને તેમાંથી 'દાણુ' ભરવાના રૂપીઆ મેળવી શકાય એવી સ્થિતિ હતી જો 'દાણુ' આ મહિનામાં ન ભરાય તો જમીનદાર તેની શી ગતિ કરે તે તો એ પોતે જાણે અને બીજો ભગવાન જાણે.

" કોણ છે ? ઘરમાં કોઇ મૂવું છે કે બધાં જ મરી ગયાં છે ? અલ્યા જગા ! રાંડના કયાં મૂવો છે ? તારી માના ચોર તારીના ! સાળો મોં પણ બતાવે છે ! " આ પ્રમાણે વેદના ઉચ્ચાર ભણતા ઝવેરભાઇ જેમ ગાંડો હાથી ઘૂમતો હોય તેમ ફરવા અને બરાડવા લાગ્યા.

તાવ અને ભૂખથી બેભાન જેવી કાશીના કર્ણમાં યમદૂત સમા ઝવેરભાઇનાં ઉપરનાં વાક્યોએ પ્રવેશ કર્યો. અને

દુઃખમાં પણ સુખ માનતી તથા પોતાના પતિ–પુત્રનું ભલું વાંછતિ તે પોતાનું બંધુંયે બળ ભેગું કરી બેઠી થઇ, અને વીખરાયેલા વાળને પોતાની ફાટેલી સાડીથી ઢાંકવાને ફાંફાં મારવા લાગી પંણ ઘણા દિવસનાં દર્દ અને ભૂખમરો તેને કયાં ઊઠવા દે તેમ હતાં ! એક લથડિયું ખાઇ ખાટલીમાં પડતાં તેનો પગ ખાટલીની નીચેની થાળીમાં અફળાયો અને એકદમ ખખડાટ થયો. ઝવેરભાઇને જાણે સનેપાત થયો હોય તેમ ઓચીંતા ચમકયા અને બોલ્યા, “ રાંડ ઘરમાં છું ને બોલતી નથી ? તારો હણીજો કયાં સૂવો છે ? ‘ એની બેનને પરણે એનીને ’ હાહરો દાણ ભરતો નથી તો ખેડે છે હું કરવા ઝખ મારવા ! ! ! ”

થોડી ક્ષણો બાદ ઝવેરભાઇ ઝૂંપડીમાં ઘૂસ્યા. ઝૂંપડીમાંનો દેખાવ પાષાણહૃદય પણ પીગળી જાય તેવો હતો. એક ખૂણાસાં ખાટલી ઉપર કાશી બેફામ પડી હતી. ચૂલામાંની અંગારમાં એક બિલાડીનું બચ્ચું રાખ ઉરાડતું હતું. ભાગેલા કાનાવાળા માટલામાંથી પાણી પીવા માટે એક કૂતરું ફાંફાં મારતું હતું. તે ઘડીકમાં પાણી સામે તો ઘડીકમાં બિલાડીના બચ્ચા તરફ જોઇને ઘૂરકતું હતું. એક દેવદારનું ખોખું અને થોડીક ફાટેલી ગોદડીઓ, એ આખી ઝૂંપડીનો વૈભવ હતો સ્વચ્છતાનું નામનિશાન પણ નહોતું. ગમે તેમ હોય પણ ઝવેરભાઇ તો ‘ મરદ ’ની માટી હતા, એ એમ કંઇ ડરે ખરા ? એમને તો આવા કેટલાયે દેખાવો જોવા પડ્યા હશે. આખી ઝૂંપડીમાં કંઇ નથી જાણીને તે ખૂબ ખીજાયા. છેવટે પેલી

પેટી ઉપર તેમણે મીટ માંડી. એમાં કંઇક હશે ખરું ! પણ પેટી ઉઘાડવી એ તો છેક નાલાસી જેવું ગણાય એમ માનીને બહાર નીકળ્યા.

*　　*　　*　　*

સૂર્ય ખૂબ તપી રહ્યો હતો. ફાગણ મહિનાની ગરમીમાં કામ કામ કરતાં કરતાં બાળકો થાકી ગયાં હતાં. પૂંજી હાથમાંથી તુવેરનું સૂપડું આઘું મૂકી બોલી, "બાપા ! હવે તો બહુ ભૂખ લાગી છે. ઘેર હેંડોને." કરતી બાપાનો હાથ ઝાલી કરગરવા લાગી. છોટો પણ હવે થાકયો હતો અને જો બેનની અરજ બાપા સ્વીકારે તો પોતે પોટલું લઇ ચાલવાના હેતુથી ચાદર પહોળી કરી તુવેર ભેગી કરવા લાગ્યો. જગાને પણ લાગ્યું કે સૂર્ય માથે આવ્યો છે. હજુ તો ઘેર જઇ તુવેર બાફશે ત્યારે છોકરાં ખાવા પામશે. એટલે સહાનુભૂતિ દર્શાવતો એ બોલ્યો, "હા મારાં બાલુડાં, હેંડો જઇએ. ભાઇ છોટા, તુવેરની ટોપલી ઝૂંપડામાં નાખતો આવ અને બોનને ઘેર મકતો આવ. આજ તો ગાંસડીએ ગાંસડીએ લઇ જઇએ, કાલે મરઘાભાઇનું ગાડું માગી લાવીશું. લે, બાપ, મૂક માથે." કહેતો કહેતો જેવી ગાંસડી છોટાને માથે મૂકવા ગયો કે બૂમ પડી, "અલ્યા ચીચો છે એ...." જગો ખેતરને નાકે જતા રાવણિયાને દેખીને ગભરાયો અને હાથ થરથર્યા ને ગાંસડી સરી પડી. ચાદર સહેજ ફાટી ને તેમાંથી તુવેરના દાણા વેરાવા લાગ્યા. થાક અને ભૂખથી અધમૂવા ખેડુતને રાવણિયાની એક જ બૂમ બસ હતી. રાવણિયાને પાસે આવતો જોઇને બાળકો પણ

કંપી ઊઠયાં. પણ તેણે પાસે આવતાં ઢંગ બદલ્યા. "કોણ જગાભાઇ ! તમે જ છો ? મેં જાણ્યું કટાણે કોઇ દાણા ચોરી જાય છે. એટલે બૂમ પાડી. પણ આ તો તમે જ છો. લ્યો ત્યારે રામરામ" કહી તેણે ચાલવા માંડયું. દિલાવર ખેડુ-તને રાવણિયાની ભલમનસાઇ ગમી અને ખુશી થઇ ને બશેર તુવેર બાફણું કરવા આપી.

છોકરાને માથે ગાંસડી ચડાવી એટલે પૂંજીએ સૂપડું અને લીલવા લીધા અને બન્નેને જગાએ વિદાય કર્યાં. છોકરાં હોંશભર્યાં ઝૂંપડી પાસે પહોંચ્યાં પણ ત્યાં તો તેઓએ "જીવતા કાળ" સમા ઝવેરભાઇને જોયા, બાળકો ડરી ગયાં અને અટકયાં. પણ "શાહુકાર" ઝવેરભાઇએ "ચોર" ખેડુતની "આખીય ચોરી" પકડી કાઢી અને છોકરાંઓને ધમકાવ્યાંઃ "કેમ અલ્યા ! તુવેરો લાવી લાવીને બાફી ખાઓ છોને ? પછી દાણના પૈસા શાના ભેગા થાય ! તારો બાપ કયાં મૂવો છે ?" છોટાએ હિંમત ભેગી કરી જવાબ આપ્યોઃ "બાપા ખેતરમાં તુવેરો ઝૂડે છે તે હમણાં આવશે. કાલે તુવેરો ગુજરીમાં વેચવાની છે." "હું......ગુજ...રી...માં કયો બાપ લેવાનો છે, તે તો જોઉં ? મૂકય એ તુવેરની ગાંસડી અહીં. મારાં સારાં ચોરનાં તો ચોર જ હોય ને !"

તુવેરની ગાંસડી પટેલના પગ આગળ મૂકી છોટો પાછો ખેતરમાં બાપને ખબર આપવા ગયો અને પૂંજી ઝૂંપડીમાં ગઇ. તેણે માની ખાટલી તરફ નજર કરી તો મા ઊંઘતી હોય એમ જણાયું. એટલે ચૂલામાં બળતણ મૂકવા માટે પેલા

વાળવાળું કાશીનું
જોયું પણ તેમાં
'ખબર પડી
યું છે.
!!!' એમ
ા. બાપનો
....માને શું
પરી પ્રશ્નો
કોને નથી
મજૂરોની
ા! ઘણીયે
વેપત્તિ તો
ાઇને પણ
તે વખતે

સાંજના સાત વાગી ગયા હતા.

હોળીનો ઉત્સવ ઊજવવા બૂમો મારતાં બાળકોનાં ટોળાં જોઇ આ 'સપરમો દિવસ' છે, એમ એને ભાન આવ્યું; અને હોળીને દિવસે, તે યે વળી રાત્રે, કાશીને બાળવા લઇ જવા લોકોને કેમ બોલાવાય! હું તો દુઃખી છું. બીજાને શા માટે કરું! એ સદ્‌વિચારે તેને ઝૂંપડીમાં પાછો વાળ્યો. છોકરાં માની ખાટલી પાસે રડીરડીને ઊંઘી ગયાં હતાં, તે જોઇ એક ક્ષણ તેને એવો વિચાર આવ્યો કે જ્યાં કાશી ગઇ છે ત્યાં આ નિર્દોષ બાળકો જાય તો કેવાં સુખી થાય? અને મારે પણ આ સ્વાર્થી જમીનદારોની લાતો અને ગાળો શા માટે ખાવી? કોણ જાણે! આજ સવાર જ કેવી પડી કે કોઇના

"સાળો ચોર! પાછો ખડાઈ હાંકે છે! ચાલ આ તુવેર મારે ઘેર નાખી જા." એમ બોલતાં બોલતાં ઉશ્કેરાયલા પટેલે જગાની બોચી પકડી.

ક્યાં હરામનું ખાઈને બાપા બનેલા ઝવેરભાઈની શક્તિ! અને ક્યાં ભૂખમરો વેઠતા ખેડૂતની બોચી!

ગાંસડી માથા ઉપરથી નીચે પડી અને ભૂખ તથા થાકથી ત્રાસી ગયેલો ખેડુત ગબડી પડ્યો. ઉપરથી ઝવેરભાઈની જોડા સાથેની લાત પડી. બાળક છોટાથી આ ન ખમાયું એટલે તેણે મગજ ખોઈ ઝવેરભાઈને ગાળ દીધી. અને જશે ક્યાં? એ નાના નાદાન ભૂખ્યા બાળકને આઠ દસ ઠોંસા એ 'બાપા'એ માર્યા અને પછી રોષભર્યા ઘેર ગયા. 'સાળા, ગાડું લાવી બધી તુવેરો ભરી ન જાઉં તો હું પટેલ નહિ.' એમ બબડતા બબડતા એ તો ગયા. પાછળ રહ્યું—દુ:ખ, ભૂખ અને મારથી બેભાન બનેલું શ્રમજીવીનું કુટુમ્બ.

પૂંજી ઘડો ભરી આવી એટલામાં તો એના વહાલા ભાઈ—બાપને જુલ્મીએ ઝૂડી નાખ્યા હતા. મારથી પીડાતા એ બન્ને બાપદીકરો મહામહેનતે ઊઠ્યા. પૂંજીએ નાના હાથથી પાણી કાઢી રડતા ભાઈને મોઢે છાંટવા માંડ્યું અને બોલી, ના રડ, મારા ભાઈ, ભગવાન એમને પૂછશે."

નાનકડી પૂંજીને બાપાને ગળે વળગી પાણી પીવા વિનવતી જોઈને ક્રૂર માણસ પણ ઘડીભર પીગળે, પણ એ ઝૂંપડી પાસે કોઈ દયા બતાવનાર ન હતું. કરુણાદેવીની સાક્ષાત મૂર્તિ સમી એ બાળા અશ્રુ વરસાવી રહી હતી.

હિંમત એકઠી કરી જગો ઊઠ્યો અને પોતાની દીકરીને સાથે હાથ ફેરવી તેને મનાવતો મનાવતો તેની મા પાસે

મોંમાં અનાજનો એક દાણે
કરી ઘરમાં રોટલોભઇડકું
સત્યાનાશ જજો આ લોકોન
નારનું ! મારો આખો જન્મ
સાથે મારા આખા કુટુમ્બન
રોમાં ડૂબેલી જગાની સ્ર
ભૂતકાળનાં ચિત્રો નાચી ઊ
રથી થોડે છેટે વસતા ખેડૂતે
બાળકો થાળી વગાડીને
હોળૈયાના ઘોંઘાટમાં બધાં
એ કૃષિબાળને પોતાના
ભરેલો હાથ ફેરવવા માંડચે

÷

જગોભાઇ જ્યારે જા
ચારેય દિશામાં નાસવા ફાંફ
ભડભડાટ બળતી હતી. જા
જીવીનીની વહારે ધાયો હો
રહ્યો હતો.

બન્ને બાળકો બાપને
અને ઘાસથી ઊભી કરેલી
આખા દિવસનાં ઉપવાસી,
મહેનતુ કુટુંબની આહુતિ
પાસેના ખેતરોના ખેર
લીધો પણ હુતાશનીમાંથી
પગથી દુખિત થયેલી એ
ન જ છોડી.

